# ચંદ્ર-મણી

યાને

## સંસાર સુધારક સાર.



### બાળહિત નૉવેલ.



રચી પ્રસિદ્ધ કર્તા.

ગોવિંદલાલ બાલાભાઇ ચોકશી.



અમદાવાદ.

શ્રી "જગદીશ્વર" પ્રિંટીંગ પ્રેસ.



કીંમત આઠ આના.

# ચંદ્ર-મણી

યાને

## સંસાર સુધારક સાર.

બાળ હિત નૉવેલ.

---

રચી પ્રસિદ્ધ કર્તા

ગોવિંદલાલ બાલાભાઈ ચોકશી—અમદાવાદ.

---

આવૃત્તિ પહેલી. — પ્રત ૧૦૦૦

---

અમદાવાદ—પીરમસાના રોજા પાસે,

શ્રી "જગદીશ્વર" પ્રીન્ટીંગ પ્રેસમાં મુદ્રાંકિત.

---

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬.

---

કીમત આઠ આના.

# અર્પણ પત્રિકા.

---

વિવેકી ભાઇઓ આ એક નાનકડી નૉવેલ હું આર્ય ગૃહસ્થોની સમક્ષ અર્પણ કરવા ઉમેદ ધરાવું છું તો આપ વિવેકીયો આભાર સાથે અંગીકાર કરશો એવી હું આપ ગૃહસ્થોની સદાને માટે આશા રાખું છું અને આપ ગૃહસ્થોને નમ્રતાથી અર્પણ કરૂં છું.

લી०

હું છું આપનો

દાસ.

# પ્રસ્તાવના.

પ્રિય વાંચક વૃન્દો ! આ કલ્પિત નૉવેલ બાહાર પાડવાનો પ્રથમ અમારો હેતુ એ છે કે, કેટલાક મનુષ્યો "બાળલગ્ન" "કન્યાવિક્રિય" અને "કજોડુ" કરી આર્યે બાળાઓના હિતમાં હદથી જાદે નુકશાન પોહોચાડે છે, અને તેમ કરવાથી શું ગેર ફાયદા થાય છે. તે તરફ ધ્યાન આપતા નથી. અને એકે કર્યું એમ બીજો અને બીજાએ કર્યું તેમ ત્રીજો એ રીતે કરવાને તૈયાર થઇ જાઇ તેમ કરે છે. અને અભ્યાસ તથા કેળવણીનેતો બાજુપરેજ મુકી દે છે. એટલાજ કારણથી એ વિષયો થતા અટકે અને દીકરીઓના હિત સચવાય અને વિદ્યાનો તથા કેળવણીનો વધારો થાય માટેજ "બાળલગ્ન" "કન્યા વિક્રય" "કજોડુ" "પુનર્લગ્ન" કેળવણી વિગેરે બીજા ઘણા વિષયોનો સમાવેશ કરી આ કલ્પિત નૉવેલ લખી આપ સદગૃહસ્થો સમક્ષ બાહાર પાડીછે. ને સઘળાને આ નૉવેલની સમજ પડે એટલા માટેજ તદ્દન ચાલુ ભાષામાં લખી છે. માટે ગૃહસ્થો ભાષા ઉપર કાંઇ પણ લક્ષ નહિ ખેંચતાં તેમાં લખેલા વિષયો તરફ લક્ષ ખેંચી યોગ્ય યોગ્ય સાર ગ્રહણ કરશો અને કાંનો માત્રાની ભુલો તેમજ ભાષાની અશુદ્ધીને માટે મને માફી આપશો. એજ.

લી. દાસનો દાસ.

શેવક

ગોવિંદલાલ બાલાભાઇ ચોકશી.

ઢાળની પોળમાં જગાભાઈની પોળ

અમદાવાદ.

# ચંદ્ર—મણી.

## યાને

# સંસાર સુધારક સાર.

## પ્રકરણ ૧ લું.

### દીવાળીની ખુશાલીના બે બોલ.

#### દોહરો.

દીવાળીના હર્ષમાં, શુભ કાર્યને કાજ,
ચંદ્ર—મણીએ હેતથી, કીધા ભાષણ સાજ



દીવાળીના દીવસો હતા તેથી ચંદ્ર—મણી કલબમાં પાર્ટીમાં ગયાં હતાં ત્યાં મણી ગવરીની ઘણી સાહેલીઓ એકઠી મળી હતી તેમાં સૌ સૌએ પોત પોતાના મત પ્રમાણે ભાષણ ચલાવવા શરૂ કર્યું તેમાં મણીગવરીએ પુર્નરલગ્ન માટે ઘણો ભારદાર નીચે પ્રમાણે ભાષણ કર્યું.

આર્ય બેહેનો આર્ય ભુમીમાં યુવાન આઓ બાળરાંડ મારી નજરે ઘણી જોવામાં આવે છે તેમાં વિશેષે કરી આપણા ઉંચ હીન્દુ કોમમાં તો ઘણી ઘણી અબળાઓ બાળરાંડ છે કે જેને સંસાર શું છે તે તરફનું તો બીલકુલ ભાનજ નથી બીચારીઓને નવ વર્ષની ઉમરે તેમના મા બાપોએ પરણાવી અને એક વર્ષ બાદ રંડાપો આવ્યો આપણા હિન્દુ ધર્મમાં પુર્નર લગ્નનો રીવાજ તો તદ્દન છેજ નહી કે વી કેવળ ઘેલછાઇ છે? શું કોમળ બાળાને ડુંગરપરથી ફેંકીદેવી! શું કોમળ વેલો જડ મુળથી ઉખેડી નાંખવો? શું કોમળ વૃક્ષોને તદ્દન છુંદીજ નાખવા આહાહાહા કેવા કૃતઘ્ન મનુષ્યો આપણા હિન્દુઓ છે કે જેને માટે વિષેશ ભાષણ કરવાને હાલ મારૂ અંતઃકરણ ઘણુંજ ઉછાળા મારે છે બહેનો આપણા કુટુંબોમાં જે જે બાળાઓ રંડાયલી છે તે તે બાળાઓને લાયક પાત્ર શોધી વરાવવી એમ મ્હારૂ અંતઃકરણ ખુલ્લુ કહેછે. કારણ યોવન બાળા રંડાયલી અબળાએ શું ગુનો કર્યો તેણે સંસારનું શું સુખ જોયું? તેણે સોનું અને પીતળ ક્યાં પારખ્યુ? તેણે એકાન્ત ભુવન ક્યા દીવસે દેખ્યા અને ક્યારે દેખશે! તેણે ગુપ્ત અંતરની વાત ક્યારે અને કોની

પાસે કરી ? તે પોતાના અંતરના ઉભરા હવે કયારે કાઢી નાખશે તે તો વિચાર કરો ? બ્હેનો ભાઇઓ હું વધારે વિવેચન શું કરૂં પરંતુ હજુ મ્હારૂં અંતઃકરણ તો ભાષણ બંધ કરવાને નાજ પાડે છે. મ્હારા હિન્દુ બંધુઓને મારે અતિશય કહેવાને આજ ફરજ પડી છે તે માફ કરશે એવી આશા છે. પુત્રીના રંડાયા પછી પુર્નર લગ્ન કર્યાથી તેઓનો ભવ શું બગડશે ? શું તેઓ તેમ કરવાથી સુખી નહિ થાય ? શું તેઓ તેમ કરવાથી તમને આશીશ નહી આપે ? શું ગરીબ ગાયો નાગળે છરી મુકતા તમને દયા નથી ઉત્પન થતી ? કહેવતમાં કહ્યું છે કે "વાછ ગાયને દીકરી જ્યા દોરે ત્યાં જાય" તે કહેવત તો આપ સર્વ ગૃહસ્થો સારી રીતે જાણતા તો હશો તો પણ જ્યારે તમે તેને બચપણમાં પરણાવી ત્યારે તે રંડાપો પામીને ? માટે બચપણમાં પરણાવવું એ કેવળ આપણી મોટી ભૂલ છે કાંતો તેર વરસ વિત્યા બાદ બાળાઓને પરણાવો અને કાંતો બચપણમાં પરણાઓતો તેઓના પુર્નરલગ્ન ખુશીથી કરો પરંતુ ગમે તે ઉપાય યોજી તેઓનો જન્મારો તો સુધારોજ કે તેઓ આખા જન્મને માટે સુખી થાય.

ભાઇઓ આ ભાષણ કાંઇ એકલા બૈરાંને સાંભળવાનું નથી. પરંતુ સર્વ મનુષ્યોને સાંભળવાનું છે અને તે પ્રમાણે વર્તવાનું છે અને તે પ્રમાણે બીજા સંબંધીઓ વર્તે તેમ તેમને ભલામણ કરવાનું છે. કારણ કે તેમ કરવાથી કરોડો અબળાઓના આશીરવાદ મળશે. અને આ ભવ તેમજ પરભવમાં પ્રભુ શાહાય કરશે. માટે સર્વ ભાઇઓ બ્હેનોએ આ પ્રમાણે વર્તવું એ માહારી ખાસ ભલામણ છે મારાથી કાંઇ પણ કટો શબ્દ કે ખોટો બોધ દેવાયે હોય તો આર્ય બાળાઓને માટે માફ કરશો એવી હું આપ સહુ ગૃહસ્થોની આશા રાખું છું.

મણી ગવરીના ભાષણ કરી રહ્યા બાદ તેમના પતિ ચંદ્રરાયે નીચે પ્રમાણે ભાષણ શરૂ કર્યું.

માય ડીયર મણી વેલ થેંક્યું હું તમારા મતને બરાબર ટેકો આપું છું તમારા મત પ્રમાણે જો કદાચ સર્વ બંધુઓ વર્તે તો સઘળા આનંદમાં દીવસ કાઢે અને આર્ય બાળાઓને પુર્ણ સંતોષ મળે. માટે ભાઇઓ અને બાઇઓ આ સુધારક કાયદાને ટેકો આપી પુર્નરલગ્નની આગળ છુટી વધારે ફેલાવવા મદદ કરશો ? અને બાળ રંડાઓના આશીસ મેળવસો તેઓ બીચારીઓ પોતાના મા બાપ

પાસે એક પણ વડ તેઓનો બોજ ઉથાપીને બોલેજ નહિં તો તે લગ્નની વાત તો કાઢેજ ક્યાંથી. તેનેતો કદાચ માબાપ મારી નાંખવી ધારે તો પણ એક પણ ગ્રડ ચુન્ચા કરે નહી હાય! તેવી બાળાઓનો જન્મ આખો વૃથા કરવો ધારો છો ? શુ તમને જરા પણ દયા હૃદયમાં ઉત્પન્ન થતી નથી. હાય! જમડાએ જીવ લેવા આવેછે ત્યારે તેઓને પણ હૃદયમાં દયાનો ભાગ હોય છે પણ તેવા કઠીણ હૃદયના મા બાપોને તો બીલકુલ દયા હૃદયમાં હોતીજ નથી અને પોતાના હૃદયો કઠીણ લોઢા માફક રાખે છે હાય! તેવા માણસોને તો પ્રભુ દુનીઆથી સદાને માટે નાબુદ કરકે જેથી દુનીઆમાં બાળ રંડાપો થતો અટકે અને કદાચ તેઓથી થઇ ગયો હોય તો બાળાઓ પોતાનો જન્મ પોતે સુધારી લે અને બાળાઓ આખો જન્મારો સુખ પામે. શું અસલના લોકો પુત્રીઓને છેક બચપણમાંજ પરણાવતા હતા ! ના ના તેઓતો ઘણાજ સમજુ હતા. તેઓના હૃદય તદ્દન કોમળ હતાં. પૈસાની ખાતર દીકરીને બચપણમાં પરણાવવી અને તેને ઉંડા ધરામાં નાંખી દેવી એ શું તમારો મા બાપોનો ધર્મ છે ? એ ધર્મ ન હોય ધર્મ કોને કહેવાય તે તો હજી અણસમજુ લોકો સમજતાજ નથી ધર્મ તો દીકરીને લાયક ભણેલો કેળવણી પામેલો તેમજ હુશીઆર ચતુર ડાહ્યો અને સરખી ઉમરનો પાત્ર શોધવો જોઇએ. બચપણમાં પરણાવવાથી શું શું ગેર ફાયદા થાય છે તે આપ સજ્જનો જાણુતા તો હશો તો પણ મારે આપને એટલું તો જણાવવુંજ જોઇએ કે બચપણમાં લગ્ન કરવાથી બચ્ચાંઓનો અભ્યાસમાં જીવ રહેતો નથી અને બચપણમાં ખરાબ આચરણનો રસ્તો ઝાલે છે. વળી પુખ્ત ઉમર થયા સિવાય લગ્ન કરે છે તો તે બચ્ચાંઓ વધારે જીવશે કે કેમ તેને માટે પુર્ણ વિશ્વાસ બેસતો નથી. આ પ્રમાણે લગ્ન કરવાથી ગેર ફાયદા છે છતાં પણ સમજીને જાણી જોઇને એક કર્યું તેની સાથે તે જોઇ બીજો પણ કરવા તૈયાર થાય છે અને કરે છે. પરંતુ તેમ ન કરવું જોઇએ. પણ પાકી વય એટલે તેર વરસની વય થાય ત્યારેજ લગ્ન કરવાં જોઇએ અને બંન્નેનું જોડું સરખુ મેળવીનેજ લગ્ન કરવાં જોઇએ કે તેઓ આખો જન્મ સુખીજ થાય. માટે ભાઇઓ દીકરી ઉપર સદાકાળ હેત રાખો ! તેમનાપર પ્રીતી રાખો ! અને તેમને અભ્યાસ કરાવી કેળવણી આપો અને બરાબર પુખ્ત ઉમર થાય ત્યારેજ પરણાવો પુત્રીને પરણાવવામાં આપણી પાસે પૈસા હોય તેમ

રચો નહીતો ગરીબાઈ મુજબ જેમની તેમ વળાવો પરંતુ તેના પૈ સા તો કદી કાળે નજ ઉપજાવો કહેવતમાં કહ્યુ છે કે " અનીતીનું નાણું તે તો કમાયો ન જાણીશજ કમાએલા નાણાના તે કાકરા કરાવશે" (ક. દ. ડા.) માટે ભાઈઓ અને બ્હેનો મ્હારા અને માય ડીઅર મણી ગવરીના અભીપ્રાય પ્રમાણે તો અમો ખાસ અવસ્ય એમજ કહીએ છીએ કે.

દીકરીના નાણા કદી કાળે ઉપજાવો નહી. બીજુ દીકરીને બચપણમાં એટલે પુખ્ત ઉમર થયા શીવાય પરણાવવા નહિ. ત્રીજુ લાયક વર શિવાય પરણાવવી નહિ. ચોથું મુરતીઆનું રૂપ ડોળ. રંગ, ચાલાકી, ચાતુરી અને હુશીયારી તો અવસ્ય જોવીજ કહાય અણ સમજમા દીકરીનેબચપણમાં પરણાવી હોય અને રંડાઇ હોય તો તેની પ્રભુ પાસે માફી માગી લઇ તેને સારૂ પાત્ર જોઇ પુર્ણ લગ્ન કરી વરાવવી કે જેથી તેનો આખો ભવ સુધરે. આ પ્રમાણે મીસ્તર ચંદ્રરાય ભાષણ કરી રહે છે એટલે મણીગવરીની સહીપણી ગુલાબગવરી નીચે પ્રમાણે ભાષણ કરે છે.

હુ મીસ્તર ચંદ્રરાયના મતને બરાબર મળતી છું તેમના મતને હુ બરાબર ટેકો આપુ છુ તેમનું અને મારી સાહેલી મણી ગવરીનું ભાષણ આબેહુબ અણ સમજુ માણસોને બોધ લેવા લાયક ખાસ છે. અને તે બોધ લઇ સર્વ ભાઇઓ, બ્હેનોએ વર્તવું એવી મારી પણ ખાસ ભલામણ છે પરંતુ મારે બાળકીઓને અભ્યાસ કરાવવા માટે બે બોલ કહેવા માટે ઘણી અગત્યની જરૂર છે તે હું શરૂ કરૂ છું.

વ્હાલી બ્હેનો અને ભાઇઓ બાળકીઓને બચપણથી કેમ ભણાવતા નથી? તેઓ ભણશે અને કેળવણી પામશે તો તમોને સદાકાળને માટે આંશીશ આપશે અને તમારો મ્હોટો પાડ માનશે અને તમોને સદાકાળ યાદ કરશે અને તેઓનો આખો જન્મારો સુધરશે. પરંતુ તે પ્રમાણે તો કોઈજ કરતા નથી અને તેથી ઉલટા ચાલે છે જ્યારે હું બાળકીઓને ભણાવવાને માટે સદ્ ગૃહસ્થોને ભલામણ કરી વિનતી કરૂ છું તો તેઓ મારાપર અતિશય ચીડવાઇ જાય છે. પણ ભલા માણુસો તેમ નથી સમજતાં કે બચ્ચાઓનો જન્મારો સુધરશે. અને સુખી થશે. ભણાવવું, ભરત કામ શીખવવું, રસોઇ કરતા શીખવવું, વીવેક કેવી રીતે રાખવો તે શીખવવું, સ્વામીની આજ્ઞા કેવી રીતે પાળવી અને સ્વામીનો બોલ ન ઉથાપવો તે-

શીખવવું, આ રીતે પોત પોતાની દીકરીઓને શીખામણ આપવી અને તેમને સારા પાયાપર લાવવી એ તમારો મા બાપોનો ખાસ ધર્મ છે પુનર્લગ્નને માટે મ્હારી વ્હાલી સાહેલી મણીગવરી અને તેમના પતિ ચંદ્રરાય ભાષણ કરી ગયેલ છે એટલે તે માટે મારે વધારે વિવેચન. કરવું હુ ધારતી નથી. તેથી હુ માહારૂં ભાષણ બંધ કરૂ છું.

ગુલાબ ગવરીના ભાષણ કરી રહ્યા બાદ રત્ન ગવરી ભાષણ કરવા માટે તૈયાર થયા અને તેમણે નીચે પ્રમાણે ભાષણ કર્યું.

બ્હેનો અને ભાઇઓ મ્હારી સાહેલી મણીગવરીએ તેમજ ચંદ્રરાયે અને ગુલાબ ગવરીએ જે બાળ સુધારક ફાયદાના જાહેર ભાષણો કર્યા તે સાંભળી માહારૂ હૃદય શાન્ત થાય છે. અને હુ તેમના મતને પુર્ણ રીતે ટેકો આપુ છુ અને તેવો દાખલો હાલ માહારી પાડોશમાં મોજુદ છે તે કહેવા શરૂ કરૂં છું તે એક ચીતે સાંભળવા મુજ ગરીબ ઉપર દયા લાવી શાન્ત થશો અને શ્રવણ કરશો.

બ્હેનો અને ભાઇઓ માહારી પાડોશમાં તલકચંદ નામનો એક સખસ રહે છે તેને એક સમજુ નામની દીકરી છે તલકચંદ શેઠ પૈસાના લોભી હતા તેથી તેમણે પોતાની દીકરીના લગ્ન માણેકચંદ નામના પોતાની વયના વૃદ્ધ ડોસાને રૂપિઆ દશ હજાર સારૂ દીધી હતીમાણેકચંદ શેઠ ઘર બાર વેચી દશ હજાર રૂપીઆ આપી સમજુ બાઇને પરણ્યો તે વખતે સમજુ બાઇની ઉમર નવ વરસની હતી અને માણેકચંદ તેના પિતા જેવડો એટલે પાંસઠ વરસનો હતો પરણ્યા પછી માણેકચંદના ઘરમાં કોડી સરખી પણ નહોતી. પરંતુ તે કોથળાનો ધંધો કરતો હતો તેમાં તે રોજ ચાર આના પેદા કરતો હતો. તેને પરણ્યા પછી ત્રણ વરસે સખ્ત મદવાદ આવ્યો અને પુરા ચાર પાંચ વરસ પરણે થયા નહોતા એટલામાંતો દેવસરણ થઇ ગયો. તે વખતે બીચારી સમજુ ધણીનું મ્હોં તો શુ પણ તેનું ઘરપણ બીલકુલ જોવા પામી નોહોતી તેથી તેને સંસાર કેવો છે અને સંસારમાં શું શું બનાવ બને છે. અને લોકો કેમ વર્તે છે. અને શું શું થાય છે. તે વીશે તો તેને બીલકુલ સમજ નહોતી તેથી બીચારી બાળ રંડાપો પામી લોકોના સુખ જોઇ છાની માની દુભાઇને બેશી રહેતી જ્યારે તે બરાબર સમજી અને દુન્યાના સુખ ને બરાબર જાણ્યું અને પુર્ણ રીતે જોબન ખીલ્યું એટલે તેનો કામ વશ રહ્યો નહિ બાદ તેને એક તેના મેહેલ્લાની મોથી નામની કુચાલની સહી

પણી મળી તેની સાથે તેને ઘાડો સબધ બંધાયો બાદ મોથી સાથે તે બાહાર ફરતાં શીખી મા બાપે તેની બીલકુલ તપાસ રાખી નહિ તેના બાપે જે પૈસા ખાવા લીધા હતા અને બીજા ઘરમાં જે પૈસા હતા તે પૈસા તેના બાપ પાસેથી છોકરીની ઉમર સોળ વરસની થઈ તે વારે બીલકુલ ખલાસ થઈ ગયા એટલે તેનો બાપ તદ્દન ગરીબ બની ગયો એટલે છોકરી શું ધંધા કરે છે તે વીષે તેઓએ બીલકુલ ભાન રાખ્યું નહિ છોકરીને પોતાના બાપે પરણાવી હતી ત્યારે દશ હજાર રૂપિઆ સામાઆસામી પાસેથી લીધા હતા તે પૈસા જ્યાં સુધી પોહોંચ્યા ત્યાં સુધી તો આ છોકરીને ખાવા પીવા વીગેરેનું જરા પણ દુઃખ પડયું નહોતું. પરંતુ બાપ પાસે પૈસા ખુટયા અને પોતાને ખાવાની દાઢ પડી ગયેલી તેથી તે મોથીની સાથે રહી ખરાબ આચરણ શીખી.

હું તે છોકરીને અને તેના મા બાપને પુર્નરલગ્ન કરવા વીશે ઘણી ભલામણ કરતી. પરંતુ તેનો બાપ તેમ કરવા બીલકુલ માનતો નહોતો પરંતું છોકરીનું મન પુર્નરલગ્ન કરવા માટે ઘણુંજ આતુર હતું પરંતું તે બીચારી શું કરે સર્વ અધીકાર તેના માબાપના હાથમાં હતા. દીકરી વેચાય ખરી પરંતું તેના પુર્નરલગ્ન ન થાય. તે કરવાથી તો તેમની આબરૂ જાય પરંતું પૈસા લઇ છોકરી વેચવાથી આબરૂ ન જાય અને ઘરડાવરને જોતાં આબરૂ ન જાય. હાય! કેવો તદ્દન નાલાયક રીવાજ છે કે જેને માટે મને કહેતાં અતિશય ખેદ ઉપજે છે આ સઘળુ થવાનું કારણ માત્ર એજ છે કે બચપણમાં લગ્ન, ઘરડો વર, પૈસા લેવાની દાનત, અને તેમ કરવાથી પણ પુર્નરલગ્ન ન કરવું તેજ હતું.

હાય? પુર્નરલગ્ન કીધા હોતતો છોકરી ખરાબ ચાલની નીવડેત? તેનો જન્મારો કદી બગડેત? પૈસાની ખવારી થાત? ના તેમ કર્યું હોત તો કોઇ કાળે કાંઇ પણ બનાવ નજ બનત. અને છોકરીનો જન્મારો સુધરેત પૈસાનો બચાવ થાત અને માબાપની આબરૂ રહેત પણ તેથી ઉલટો છેવટ આ બનાવ બન્યો અને તેના માબાપને છેવટે ભીખ માગવા વખત આવી પરંતું તેણે આસ કહેવા મુજબનો સીધો રસ્તો પુર્નરલગ્નનો રસ્તો ન ઝાલ્યો અને છેવટે મુર્ખ બન્યાં

હું તેમને ઘણોજ ઠબકો આપતી હતી ને મારી પાડોસના હતાં તેથી તેમને મેં તેને માટે ઘરડોવર જોવા અસલથીસા ફેનાજ

પાડી હતી. તે વખતે તેના માબાપોએ અને તદ્દન તરછોડી નાંખી હતી. અને હાલ મારા બોલ માટે ઘણા પસ્તાવા કરે છે અને તે પસ્તાવા મારા મોઢો કહે છે, માફી માગે છે, રૂવેછે, અને પૈસા માટે ઘણા હેરાન થાય છે. તેમ કરવાથી શું ફાયદો થાય? તો પણ મેં તો તે છોકરીને દયાની ખાતર ઠેકાણે પાડવાને મારા સુધરેલા મિત્રોને પાડવાને કહ્યું પરંતુ તે ખરાબ ચાલની હતી તેથી હરકોઇ પણ તેને લેવા સારૂ ચોખ્ખી નાજપાડતા પરંતુ છેવટે મેં એક અમારી સુધારક મંડળીમાંથી માહા મુસીબતે છોકરીની દયાની ખાતર સારૂ પાત્ર જોઇ તેને ઘરાવી ત્યારબાદ તેનો આખો જન્મારો ઘણાજ હર્ષથી તેમજ ઘણાજ આનંદથી જવા લાગ્યો છે. જ્યારથી બાળરાંડ થઇ ત્યારથી પુનર્લગ્ન કર્યું હોય તેવોતો આનંદ સ્વપ્ને પણ નહોતો.

આપુ પુનર્લગ્ન કરાવવામાં તેના માબાપો પોતાનો મદ ઉતરી જવાથી સારી રીતે સાંમેલ રહ્યાં હતાં.

આ છોકરીના પુનર્લગ્ન કર્યા ત્યાર બાદ એવીતો સુધરી ગઇ તેના જેવી તે વખતે કોઇ બીજી સ્ત્રી જડવી મુસ્કીલ થઇ પડે.

આ પ્રમાણે બનાવ બનવાથી તેના મા બાપના હર્ષમાં અતિ શય વધારો થયો અને ત્યારથી દીકરીની આશીશથી તેના બાપનો વેહેપાર પણ સારો ચાલવા લાગ્યો. અને ઘણાંજ સુખી થયાં.

બ્હેનો અને ભાઇઓ જો કદાચ તેઓએ મારૂં કહેવું પેહેલેથી માન્યું હોત તો આ પ્રમાણે દુઃખી થવા વખત આવત? નજ આવત પરંતુ કહેવતમાં કહ્યું છે કે "રાંડ્યા પછીજ ડાહાપણ આવે" માટે આંમાંનો ખરેખર તેમજ બન્યું અને વાર્યું ન કર્યું પરંતું હાર્યું જખમારીને કબુલ કરવું જ પડયું. માટે સર્વ મનુષ્યોએ સુગમ રસ્તો હાથ ઝાલવો જોઇએ કે આગળ જતાં બીલકુલ વિપત પોહોંચે નહિ તેમજ પસ્તાવું પણ પડે નહિ અને આખા જન્મન માટે પોતે અને પોતાના બચ્ચાં છોકરાં સુખીજ થાય. માટે પોતે તેમજ પોતાના હેતસ્વીએ સુગમ પુનર્લગ્નનોજ રસ્તો હાથ ઝાલવો અને ઘરડો વર કે બચપણમાં લગન નજ કરવાં અને કોઇ કાળે દીકરીના પૈસા પણ નજ લેવા. પૈસા ન હોય તો લાયક મુરતીયો જોઇ મફત પરણાવવી. પરંતુ જે ખરાબ કહેવાય છે તે તો અવશ્ય નજ કરવું.

ભાઇઓ અને બેહેનો આપ આટુંક વિવેચનમાં પુર્ણ રીતે સમજી તો ગયા હશો કે પુનર્લગ્ન કરવાથી સારા ફાયદા મળે છે

અને નહિ કરવાથી પરીણામ ખરાબ નીવડે છે તે તો આપ આપ ધારવા પ્રમાણે સારી રીતે સમજી ગયા હશો. એમ હું સંપુર્ણ રીતે ધારૂં છું માટે આપ અને આપના હેતસ્વીઓને તેજ માફક શીખામણ આપશો કે જેથી કરી ખરાબ રસ્તો નજ પકડે.

ભાઈઓ અને બેહેનો મેં જે ઉપરના પુર્નરલગ્નની વાત કીધી તે પુર્નરલગ્ન કરનાર બાઇ હાલ સભામાં આવેલ છે તે દાખલો આપને આપની નજરો નજર જોવો હોય તો જોઇ પુછી ખુલ્લી તપાસ કરી મનનું સમાધાન કરી લેશો અને નીચેની કવિતા એક ચીતે સાંભળવા કૃપા કરશો.

( અરે દુ:ખ શું કહું મારૂંરે સુણે દીલ દુખશે તમારૂં રે—એ રાહ )

**રત્નગવરી**-બેહેનો ભાઇઓ સુણો વિનંતીરે કહું છું અંતરથી આંણીરે.

જગતમાં બધાં નરને નારી ચાલેછે અવળા કેમ
જગતમાં બધું જોઇ જોઇને જોયા મેં સવળા નેમ—બેહેનો.
એક વખત મે વર કંન્યા જોયાં તે હતાં જોવા જોગ.
વર જોયો તેતો એંશી વરસનો કંન્યા જોઇ થયો શોગ—બેહેનો
દીકરી બાળે પરણાવતાં તેના માંબાપો લાજ્યાં ન કેમ
ધરડા વરને દેખીને તે તો ડર્યાં નહિ જરી કેમ.—બેહેનો
પૈસા ખાવાની લાલચે દીધી ધરડા બુઢ્ઢાની સાથ.
બુઢ્ઢીઓતો બધું વેચી સાટીને થયો ઘડપણમાં નાથ—બેહેનો.
પૈસાની લાલચે દીકરી જઇને નાંખી કુવાની માંહ.
તેમ કરતાં તેતો નવ ડર્યા કાંઈ વિચાર કરતાં કાંય—બેહેનો.
દીકરીના દામ કરેલો પૈસો ન ટકે પોતાની પાસ
એટલું મનમાં યાદ રાખીને સમજો તમે તો ખાસ—બેહેનો.
કાર્ય સરે નહિ નીચ નાંણાથી અવળે પૈસો જાય
સવળો મારગ સુઝે નહિને અવળે મારગ ધાય—બેહેનો.
નાંણુ ગયા પછી છાતીયો કુટી મુકે લાંબી મોટી પોક
પછી માગી ભીખ પુરૂ કરે પણ કોડી ન મળે રોક—બેહેનો.
પરણાવ્યા પછી ચોથેજ વરશે ધરડો થયો દેવલોક
તો પણ તે તો કંઇ નહિ સમજ્યા મુકી લાંબી મોટી પોક-બેહેનો.
પુર્નરલગ્ન માટે મેં ઘણું કીધું પણ નવ માન્યું જરીક
આખરે દીકરી નીકળી કુચાલની તેના માબાપોને ધીક-બેહેનો.
સોબત કીધી ખરાબની પછી થઇ રઝળતી સેહેર
માં બાપે તેની વટ ન જોઇ તેથી કર્યો કાળો કેર.—બેહેનો

મા બાપે તેને વિધ્યા ન આપી આપી શીખામણુ ન કાંય.
કેળવણીનું નામ ન જાણે જેમ ફાવે તેમ જાય—બેહેનો.
વિચાર અવિચાર ન ઘરમાં જાણે જાણે ક્યાંથી તેના બાળ
આડો રસ્તો પછી કેમ ન ઝાલે શાંનો લાગે તેમાં ખાળ—બેહેનો.
દદ પાર છોકરી છકેલી થઈ પછી કહેવાનું ન રહ્યું કાંય.
કુચાલે ચાલતાં ગર્ભ રહો પછી કર્યાં તેણે હ્યાય.—બેહેનો.
પછી શીખામણુ મેં ઘણી આપી તે સમજી મન માંય
લગ્ન કરવાને કબુલ કીધું પસ્તાઈ પાછળ જ્યાંય.—બેહેનો
મેં તેના લગ્ન કરવા માટે કીધી મિત્રોમાં અરજ.
પણુ કોઈએ તે લેવા નવ કીધું મેં મારી બજાવી ફરજ—બેહેનો.
બલામણુ કીધીમેં તેની મોટી સાથે પ્રભુની થઇ રહેમ
એક પાત્ર તેને માટે મળી આવ્યું વળાવી કુશળ ખહેમ—બેહેનો.
ભર આખો તેનો સુખમાં ચાલ્યો વધ્યો જોડામાં પ્રેમ.
ગુણુ મારો તેણે માંનવા માંડયો, રાખીને રહ્યા નેમ—બેહેનો.
પરણ્યા પછી છોકરી સુધરી ગઈ તેના જેવી નહીં એક
પતિવ્રતા ધર્મથી રહેવાને લાગી મનમાં લાગ્યો ટેક—બેહેનો.
માટે ભાઇઓ બ્હેનો ચેતીને ચાલો કરો નહિ ભુંડુ કામ.
પૈસા લઇ વર ઘરડો ન જોવો જોવા ન દામને ઠામ.—બેહેનો.
કુળ ન જોવું કલંક તો જોવું જોવું શરીરનું અંગ્ય
આલાક જોવો ભણેલો જોવો જોવો કેળવણીનો ભવ્ય—બેહેનો.
સરખી જોડી શાંન્તથી જોવી સુધારવો તેનો જન્મ
આશીશ આપશે માબાપને તે ક્યાં કહે પોતાનો મર્મ—બેહેનો.
કહેવતમાં પણુ કહ્યું છે ખુલ્લું વાછ દીકરીને માય
સબંધી તેના વળાવે ત્યાંતે સુખે દુઃખે ચાલ્યાં જાય.—બેહેનો

**ગુલાબગવરી** બેહેનો ભાઇઓ શુણો વિનંતીરે કહુંછું અંતરથી આણીરે.

બાઇઓ બેહેનો જુઓ ઘરડો વર જોવાથી કેવું બને છે કામ
મરણુ પામે છે તુરત ન પછી રાંડે છે પણુ જુએ દામ—બેહેનો
કેવું અઘટીત એઓ કાર્ય કરે છે આખરે ઠરે છે ઢોર
પાછળથી પસ્તાવો પામીને કરે છે ખોળા ખોળ.—બેહેનો.
સમજીને ચાલે તો સુખ મળે છે રહેછે પ્રભુની રહેમ.
ભવ આખો સુખી થઇ પોતે બચ્ચાંપર રહેછે ખેહેમ—બેહેનો.
ગરીબ તવંગર કોઇને ન ગણો સઘળાને ગણો સમ્ય
સર્વ ઉપર દયા હેત રાખીને ભોગવો થઇ ભોળા રમ્ય-બેહેનો.

જોડુ જુઓ સદા હેત કરીને બાળ ઉપર રાખો પ્રેમ
તો પછી કુટુંબ સુખી થાશે રાખો તમે તેવો નેમ.—બેહેનો.
જોડી મળ્યાથી શાન્તી વધે છે ક્લેશ કપાય છે રોજ
પ્રભુની કૃપા હરદમ રહે છે તેવાં રહો તમે તોજ—બેહેનો.
બચપણમાં તમે લગ્ન ન કરો કરો ઉમર થયે પુખ્ત
રાંડવાનો પછી ભય ન લાગે વ્હેમજ તો રહે ગુપ્ત—બેહેનો.
પુખ્ત ઉમરથી જો લગ્ન થાયતો આશા લાંબી રહે રોજ
બચપણમાં લગ્ન થાય તેથી તો બ્હેનુનો રહેછે બોજ-બેહેનો.
વચપણમાં બચ્ચાં વળાવોતો સુખી ન કોઈ થાય.
વિચાર કરી જુઓ અંતરથી તે શી રીતે આશારખાય-બેહેનો
બચપણ કરતાં પુખ્ત ઉમરમાં આશા લાંબી રેહેછે મંન.
તેતો વીચારી જુઓ તમે અંતર હીસાબ મેળવી ગણુ-બેહેનો.
પુખ્ત ઉમરે પરણાવવાથી જોડુ સુખી ઘણું થાય.
આનંદમાં તેઓ દીવસ કાઢે દુઃખી કદી ન જણાય-બેહેનો.

મણી ગવરો.—બ્હેનોભાઇઓ સુણો વિંનંતીરે કહું છું અંતરથી આંણીરે.

ઘણા અણુ સમજુ કુળ ઉંચું જોઇ કરે છેક જોડા જોગ.
ઉમર બુમર કાંઇ નહિં જોતાં દીકરીના કરે ભોગ-બેહેનો.
કજોડું કદી જોતું નહિં અને વિચાર કરવો મંન.
બચ્ચાંઓનાં હીતમાં બાપે જોવાં થવું નહિં પાપીજન-બેહેનો.
કજોડુ જોવાથી એબ લાગે છે કુળ આખાને સમજ.
માટે તેનાથીતો દુરજ રહીને સારો તમારી ગરજ—બેહેનો.
ચારે બાજુથી ચાતુરી રાખીને કરોને સઘળાકાજ.
તો તો પ્રભુ ઘણી દયા કરીને સુધારે સરવે સાજ—બેહેનો.
મેહેલ નજોશો માલન જોશો જોશો ન કુળ અભીમાન
દીકરી પરઘણી દયા કરીને રાખો હૃદયમાં ભાંન-બેહેનો.
વૃધ્ધ વરિલ્લ તેમતો કેવાઓછો કેમન રાખોભાંન.
દીકરીનાગળે છરી રાખીને શું તમે માંનો છો માંન-બેહેનો.
ભણાવો તમે પુત્રીઓને આપો શીખામણ સાથ
કેળવણીની ધ્વજા આરોપી ભરો શુભ કાર્યોમાં બાથ-બેહેનો.
કેળવાયેથી છોકરૂં સમજે દુનીઆદારીનો રીવાજ.
નહિંતો ભુંડાં જેવાં તેવા રહીને બગાડેજીન્દગીસાજ—બેહેનો.
ભુલ થએલી સુધારી લેવી. માફી માગી પ્રભુપાસ.
હવેથી તેવા કામ નહિં થાએ એમ કહો તમે ખાસ-બેહેનો.

બાળારંડાએલી તનમન ધનથી આપો જોઈ યો વર
ભવ બીચારીનો નહિં બગાડો રાખીને પ્રભુનો ડર-બેહેનો.
અંતરથી ઘણું આશીશ આપશે રંડાયલી બાળારોજ.
જો લગ્ન પુર્નર કરશો તોતો નહિ શીખે કાંઇ ખોજ.—બેહેનો
હિત બાળાનું ચાહાવું તેછે પ્હેલો મા બાપનો ધર્મ.
પ્રિત સદા તેમના પર રાખી. અંતરથી કાઢો મર્મ—બેહેનો.
ચિતથી વ્હાલા બાળકને તે મુખ્ય માબાપની ટેવ.
તેજો મુકીદઇ દુર બેસે તોતો શું કરશે તે ખેવ—બેહેનો.
ભાઇઓ બ્હેનો અંતરથી તમે ઝાલો ને સીધો સાર.
સમજશો તો સુખે સુધારશો. નહિંતો રહેશો ઠાર—બેહેનો.
બચપણે બાળ પરણાવવાંમાં ભણતર ભુલેછે છેક.
તેનો વિચાર કાંઈ નહિં કરતાં તજી દેછે વિવેક—બેહેનો.
સુગમ રસ્તો હાથ ઝાલોતો કરે પ્રભુકાંઇ મેહેર.
આજ્ઞા પાળીને સીધા ચાલીને કરોને લીલા લેહેર—બેહેનો.
જો કદી ઇચ્છા વર વરેતો જો ફુનીએ સદા કાળ.
ખોડ કે ખાંપણ કદી આવે નહિં પ્રભુ કરે સંભાળ—બેહેનો.
પ્રભુને હરદમ અંતર આંણી. યાદ કરો સદા કાળ.
સુખી સદા પ્રભુ કુટુંબ રાખે ન કરો આળ પંપાળ—બેહેનો.
પુર્નર લગ્નથી સ્ત્રી પુરૂષો સુધરે સારી પેર.
નહિં તો રખડી રખડી મરે કુચાલે ચાલી ઠેર—બેહેનો.
પુર્નર લગ્નથી ફાયદા ઘણા તે ધ્યાંન પરતો લ્યો.
કુ ચાલે ચાલતાં બચેછે બાળાને બચેછે ગર્ભનો ભોઓ—બેહેનો.
પુર્નર લગ્નથી મનનું માન્યું જોડુ બને સારી પેર.
પછી આડા દોઢા રસ્તા મુકી દઇ કરે તેતો લીલા લ્હેર—બેહેનો.
પુત્રી ઉપર ઘણો જાપતો રાખો કુ ચાલે ચાલે નહિં તેહ.
કામ વિના બાહાર જવા દેવી નહિં પછી શું બગડે જેહ—બેહેનો.
તેર વરસ પછી પરણાવવી તે જોડુ ઘણુ સુખી થાય.
ભણતર વિધામાં વાંધો આવે નહિં સુખી તે જોડુ ગણાય—બેહેનો.
યોગ્ય લાગે તો માનજો સર્વે આળન કરશો કાય.
ખુશ માનીને ભવ ન બગાડતા ઉંડું વિચાર જો તોય—બેહેનો.
અંતરથી સૌ યાદ કરીને વિચાર જો કાંઇ કેણુ.
સાચે સાચુ કહ્યું જુઠુ નહીં ભાખ્યું મુખમાંથી એક વેણુ—બેહેનો.
આર્ય પ્રજામાં પોકાર દેખુંછું આર્ય બાળા ઓનો રોજ.

ઠેર ઠેર રાંડેલી નજરે દીશેછે આ થીશી કરવી ખોજ—બેહેનો.
ઘણી રંડાએલી બાળકીયોતો લગ્ન કરવાને છે ખુશ.
પણ તેમના હાથમાં નથી કાંઇ ક્યાંથી પુરી પડે હુંશ—બેહેનો.
મા બાપ આડા રોજ પડે પછી તેતો શીખે આડી ચાલ.
જુવાન દીકરી કેમ ની ભાવે શું કરે બીચારૂં બાળ—બેહેનો.
જીવ કાઢવા તેયાર થઇ જાય પછી વાળે પાછું મંન.
જીવતો જીવ કાયાથી કાઢવો કેમ ચાલે તેનું તંન—બેહેનો.
જીવ બચાવવાને કુ ચાલો શીખે પછી કરે કુડા કર્મ.
આબરૂ રખવા માટે ગર્ભ પાડે મનમાં શમજી મર્મ-બેહેનો.
માટે વિવેકીઓ મારગ ઝાલો શોધો બતાવેલો ઝટ.
તો કાંક સુધરે બાળાઓ વ્હેલી શું મુખ મરડો છો છટ—બેહેનો.
આર્ય બાળા માટે ધર્મ બજાવવો તે છે મારી ફરજ.
શીખામણ જો માની લેશો તો સરસે સઉની ગરજ—બેહેનો.

**સમજુ**—બ્હેનો ભાઇઓ શુણો વિનંતીરે કહું છું અંતરથી આણીરે.

મારા પિતાએ પૈસાની લાલચે રાખી નહિં કાંઇ કેર.
શોબત ખોટી મળ્યાથી હુંતો ન આવતી કાંઇ ઘેર—બેહેનો.
મા બાપ સઘળાં હિત નથી જોતાં તેથી વંઠેછે બાળ.
છેવટ શુધી નવ સમજે તો આવેછે પરાણે કાળ—બેહેનો.
તો પણ ધ્યાંન ન લાવ્યા કાંઇ મનમાં કરી વિચાર.
મેં મારી મતીથી પુર્ણ લગ્ન કીધું આનંદ વધ્યો અપાર—બેહેનો.
મારા પિતાએ મુજને વળાવીતી ઘરડા બુઢ્ઢાની સાથ.
બુઢ્ઢાએ ઘરમાંથી લાહી લોહીને ઝાલ્યોતો મારો હાથ—બેહેનો.
પરણ્યા પછી ચારે પાંચે વરશે થયો તે દેવ શરણ.
હું નવ સમજતી કાંઇ જરીકે થયું જ્યારે તેનું મરણ—બેહેનો.
ત્યાર પછી મને જોબન વાધ્યો અંગે જવાળા જેવો હાય.
મળી મને એક સહી પણીતે લઇ ગઇ આડી જ્યાંય-બેહેનો.
પછી હું તો છકી બેહેકીને ચાલી ન રાખ્યો કોઇનો ભાર.
આડી દોડી હું તો આથડી ફરતી શીખમળી જ્યારે ઠાર—બેહેનો.
આ સઘળું બનવાનું કારણ પિતા માતા હતા ભાઇ.
રૂપિઆ દસ હજાર થી વેચી વિચાર કીધો ન કાંઇ—બેહેનો.
કુવામાં મુજને હડસેલી મુકતાં વિચાર કીધો ન લેશ.
હું અબળા હતી નાની ઉમરની શું કરૂં ત્યારે ક્લેશ—બેહેનો.
પાડોશીએ મને ઓષધ દીધો પ્રાછી ચાલી શીખી રીત.

બોધ ન મળ્યો હોત તો હું તો સુધરેત નહીં જરી ચીત.—બેહેનો.
ત્યાર પછી મારા પુનર્લગ્ન સારૂ કીધો તેણે વીચાર.
પણ કોઇ મુજને વરવા હા કહે નહિ તેથી થઇ લાચાર.—બેહેનો.
મેહેનત કરીને મુજને વળાવી શોધી આપ્યો મને પાત્ર
હું ત્યારથી ઘણી સુખી થવા લાગી દુ:ખ ગયા છે માત્ર.—બેહેનો.
આનંદ આનંદ છવાઇ રહ્યો છે અમારા પ્રેમમાં રોજ.
તેમ કર્યાથી કારજ સર્યું ચાલ્યો ગયો બધો બોજ.— બેહેનો.
વરતશો જો વિચારથી તો સુધરશે આખો જગ
નહી તો થશો દુખી સદા તમે માટે કરો દુર દગ.— બેહેનો.
ખરેખરૂં કહું સત્ય બોલી તે રાખજો તમે મન.
દીકરીઓનો ભવ સુધારવા જાળવી રાખજો તન.— બેહેનો.
ઘણું કહે કાંઇ નવ વળે પણ સમજો ચીતથી સાર
બાળકીઓના હીત ચાહાતા હોતો ચઢો તેઓની વાર.— બેહેનો.
અંતરથી હેત રાખી સદા તમે ચઢજો દીકરીઓની વાર.
જો તેમ કરશો તો પ્રભુ સદા કાંઇ કરશે જયજયકાર.—બેહેનો.

આ પ્રમાણે ભાષણો તેમજ કવીતા થઇ રહ્યા બાદ સર્વ મિત્ર મંડલમાં લીલા મેવા, સુકા મેવા, મીઠાઇઓ, પકવાન, વિગેરે સારી સારી ઉમદા વસ્તુઓ દરેક દરેક સભાસદો પાસે રકાબીઓમાં લાવી રજુ કરી. તે રકાબીઓમાંથી સર્વ સજ્જનો જમી રહયા એટલે ચાહ અને પાન સોપારી તેઓના મોં આગળ લાવી મુકી દીધાં. બાદ થોડોક વખત નાના બચ્ચાઓ પાસે જુજ જાજ રમતો ગમતો કરાવી તેમને ઇનામ આપી સર્વ મંડલ હાર અને ફુલના ગોટા સહીત પોત પોતાના ઘર તરફ વીદાય થયાં અને બીજી પાર્ટી ચંદ્રણીની રાત્રે ભરવી તેવો ઠરાવ નકકી કર્યો બાદ સર્વ સભા સજ્જનો હર્ષ ભેર પોત પોતાના ઘર તરફ હીપ હીપ હુરે હીપ હીપ હુરે. એમ અવાજો કાઢતા છોકરાઓ તેમની સાથે રાજી થતાં થતાં ચાલવા લાગ્યાં અને હર્ષનો આનંદ આનંદ છવાઇ રહયો.

---

## પ્રકરણ—૨ જું.

## મોતીપુરનગરમાં ચંદ્રરાયની પરીક્ષા અને પાછળથી પુનર્લગ્નની ધામ ધુમ.

## દોહરા.

ઝરૂખે બેશી ઝુરતી મણી ગવરી પતિ માટ,
ઝટ આવ્યા પતિ હરખતા મળ્યા વ્હાલીને સાટ
પરીક્ષા માટે ઉપડયો જવા મોતીપુર કાજ,
પાસ થયો ઝટ યુકિતથી સર્વે વાશયમાં સાજ.
અનંત મિત્રને જઇ મળ્યો કર્યો ખુલાસા ખાશ,
મિત્રે રોકયો લગ્નમાં પછી રહ્યો ત્યાં પાસ;
મિત્રે મંડપ બાંધીઓ પુનર્લગ્નને ખાસ,
ચંદ્રરાયે બોલાવીયાં પ્રિય પત્નીને પાસ;
સુભ પ્રસંગમાં સૌમળી લીધો લ્હાવો બેશ.
ખર્ચ કર્યો અતિ હેતથી હર્ષ હર્ષ હંમેશ,

---



નવિનગર શહેરમાં સીધા અને સોહામણા રસ્તા ઉપર રમણીક સ્થળમાં એક ઈંગ્લીશ ફેશનની બાંધેલી હવેલી હતી તે હવેલીના છજાનાં ઝરૂખામાં એક કોમળ બાળા કાંઇક હર્ષમાં બેઠેલી હતી. તેનું મુખચંદ્ર સમાન દીસતું હતું, તેના માથાનાં વાળ છેક પગની પાની સુધી પોહોચી શકે તેવા હતા, તેના દાંત દાડમની કળી જેવા હતા. તેના હસ્ત કોમળ ગભરૂ જેવા હતા, તેનું નાક અણીઆળું હતું, તેના ગાલ ગુલાબ જેવા હતા, તેનું કપાળ વીષેશ પોહોળું હતું, તેની આંખો અણીઆળી કોરદાર અને કામી પુરૂષોને વશ કરે તેવી હતી, તેની ભમરો રોફદાર અને સોહામણી હતી, તેની કમર પાતળી અને શોભાયમાન હતી. તેના જમણા ગાલે એક ઝીણું છુંદણું શોભાયમાન દેખાતુ હતું અને તેના હાથની કોણીના નીચેના ભાગમાં "ચંદ્ર" નામ છુંદણાથી છુંદેલું સાફ માલુમ પડતું હતું. તેણે એક નવિન ફેશનનું સફેત કીમતી પોલકું બદન ઉપર ચુસ્ત પેહેરેલું હતું. તેના માથાના અંબોડે અમુલ્ય ચાક શોભી રહ્યો હતો. આ વખતે તેનું માથું તદન ખુલ્લું હતું. તેણે એક કાળી સાડી અમુલ્ય કીમતી પહેરેલી હતી. જે સાડી તેણે પેહેરેલી હતી તેમાંથી તેનો અંદરનો કીમતી ચણીયો સાફ શોભાયમાન માલુમ પડતો હતો. તેના જમણા હાથમાં સોનેરી દાંડાવાળો પંખો ઝાલેલો હતો. તેના વડે પોતાના અંગને

ફરર ફરર પવન નાંખતી હતી. તેના જમણા હાથે એક કીમતી નાજુક સોનાની ઇંગ્લીશ ફેશનની વીંટી પેહેરેલી હતી તેના જમણા કાને અમુલ્ય સાચા મોતીની વાળીઓ પેહેરેલી હતી. અને બને કાને અમુલ્ય ઇંગ્લીશ ફેશનનાં તારેલા એરીંગ પેહેરેલાં લટકી રહ્યાં હતાં. તેના નાકે હીરાથી જડેલી ચુની અમુલ્ય શોભીરહી હતી. ટુંકમાં તેનો દેખાવ ખાસ ઇંદ્રની અપશરા કરતાં પણ જુદો હતો. તેની વાણી કોયલ કરતાં પણ ચઢી જાય તેવી હતી.

આ સ્ત્રી જાણે આ વખતે કોઈની રાહ જોતી ન બેઠી હોય તે માફક થઇ હર વખતે બારીએથી આમતેમ નજર ફેરવતી હતી. તે રાહ માત્ર બીજા કોઈની નહિં પરંતુ પોતાના વાહાલા પતિ ચંદ્રરાયનીજ રાહ જોતી હતી. આ વખતે ચંદ્રરાય કોલેજમાં અભ્યાસ સારૂ ગયેલા હતા અને તે દીવશે જરા હીસાબ સારૂ તેમને પા કલાક કોલેજમાં વધારે રોકાવવું થયું હતું તેથી ટાઇમ વીતી જવાથી મણીગવરીનો ચેહેરો એકાએક નરમ પડી ગયો હતો. થોડીકવાર તો તેના તેજ ચેહેરે પા કલાક સુધી જેમની તેમ ત્યાંજ બેશી રહી અને આમથી તેમ ડાફોરા મારવા લાગી. એટલામાં ચંદ્રરાયની ગાડી એકદમ ત્યાં આવી ઉભી રહી એટલે તે એકદમ તેને મળવાને તદન અધીરી બની ગઇ. ચંદ્રરાય ગાડીમાંથી ઉતરી માળ ઉપર જલદી જલદી ચઢી આવ્યો અને વહાલી સાથે હેતથી સેકહેન્ડ કરી. પરંતુ ચંદ્રરાય તેનું ધડકતું હૈયું તદન પીછાની ગયો. તેથી તેના હૃદયને પણ જરા ચિન્તા થવા લાગી એટલે બોલ્યો.

"વ્હાલી કેમ આજ તારૂ કાળજુ ધડક ધડક થાય છે ?" મણીગવરી બોલી.

"વ્હાલા, કાંઇ નહિ. સેહેજ હુંતો આપની રાહ જોઇ બેઠી હતી અને આપને આવતા પાકલાક વાર લાગી તેથી મને જરા અધીરાઇ આવી કે રખેને કાંઇ હરકત તો નહિં પોહોંચી હોય."

ચંદ્રરાય બોલ્યો.

"જાજા ગાંડી એમાં તે અધીરાઇ શાની આવી. કોલેજમાં જઇએ તો પા અડધો કલાક વધારે પણ રોકાવવું થાય માટે શુ અધિરાઇ રાખતા હશે? આમ અધીરાઇ રાખીએ તો બીજી બાબતોને માટે તો કોણ જાણે શું કરી નાખે. તમારૂં હૃદય ઘણુંજ નરમ છે તમે ઘણાજ નરમ સ્વભાવનાં છો. શું તમારી પ્રથની પેહેલેથી છેક શુધી તદન નરમજ રેહેશો ? શું તમે છેક આવા અધીરાંજ રહેશો ? આજે કોલેજમાં

વાર લાગી અને વળી બીજી વખત ક્રોધ ફ્રેન્ડને ત્યાં જવું પડે અને ત્યાં કલાકોના કલાકો જતા રહે તો તમે શું સબુરી નહિં પકડો? તેમ ખાવાનો તો તમોને બહુજ હરકત આવી પડે ખરૂં વારૂ?" મણી ગવરી બોલી.

"વ્હાલા તમારા માટે હું અધીરાઇ નહિં કરૂં તો પછી દુનીઆમાં મને વ્હાલામાં વ્હાલી ચીજ બીજી કઈ મળનાર છે કે હું તેમ ન કરૂં અને ચુપકાથી બેશીજ રહું?" ચંદ્રરાય બોલ્યો.

"તમારે મારે માટે હૃદય કઠીણુ રાખવું? કારણ મને અભ્યાસના વખતમાં અગરતો મિત્રને ત્યાં જવાના વખતમાં વારલાગી જાયતો તમને આગળથી ઘણી મુસીબતો આવી પડે માટે તમારૂં હૃદય કઠીણુ રાખજો. તમારી પાસે નોકર છે, દાસી છે, અને પાડોસીઓ તદ્દન ગૃહસ્થો છે તો પછી તમોને શું હરકત પડે કે તમો મારે માટ અધીરાં થઇ જાવ?" મણી ગવરી બોલી.

"વ્હાલાને માટ દુઃખી થવું અને તેમને માટે ફીકર રાખવી અને તેમને માટે દુઃખ વેઠવું એ શું માહારૂં કર્તવ્ય નહિ.?"

ચંદ્રરાય બોલ્યો.

"કર્તવ્ય ખરૂં, પરંતુ વિશેષ ફીકર ન રાખવી. કારણ તેથી તબીએત તદન બગડી જાય અને ઉલટું દુઃખ ઉત્પન થાય."

મણીગવરી બોલી.

"વારૂં વ્હાલા, માહારૂં હૃદય કઠીણુ રાખીશ પરંતુ આપ સ્નાન કરી લ્યો ભોજન તૈયાર છે, ઠંડુ થઇ જાય છે, ઠંડુ થઈ જશે તો આપની તબીએત બગડશે માટે તાકીદ કરો. રોજના ટાઇમ કરતાં આજના ટાઇમમાં એક કલાકનો તફાવત લાગે છે. માટે તાકીદથી સ્નાન કરી લ્યો કે ઘણો વખત જતો અટકે અને તબીએતમાં પણ ફેર ફાર થતો અટકે." ચંદ્રરાય બોલ્યો.

"વારૂ વાહાલી હું તો તૈયાર છું તમે સઘળી રસોઇ જરાજરા ગરમ કરી નાંખો એટલામાં હું સ્નાન કરી જલદી આવું છું."

આ પ્રમાણે વાત કર્યા પછી ચંદ્રરાયને ચાકરે પાણી કાઢી આપ્યું એટલે ચંદરાય ન્હાવા બેઠા અને મણીગવરી રસોઇ ખાનામાં જઇ કરી મુકેલી રસોઇ જરા જરા ગરમ કરી રહી એટલામાં ચંદ્રરાય સ્નાન કરી સ્વચ્છ થઇ ભોજન સારૂ મણીગવરી પાસે આવ્યા એટલે મણીગવરીએ ચંદ્રરાવને તમામ રશોઇ પીરસી અને પોતાના માટે પણ ભાણું પીરસ્યું. ચંદ્રરાયના જમી રહ્યા પછી મણી

ગવરી જમી રહ્યા. બાદ સવન ભુવનનાં ઓરડાતરફ ચાલવા લાગ્યા. ત્યાં આવી હીંચોળાખાટ ઉપર બેઠા અને બંને જણા ઇંગ્લીશનો વેલ વાંચવા લાગ્યા.

મણીગવરી પણ રીહથ સુધી પાસ થઇ હતી પતિ કરતાં વિશેશ ભણવું તેવો નીશ્ચય રાખી તેણે પોતાનો અભ્યાસ બંધ કર્યો હતો પરંતુ ખાંનગી રીતે પોતાના પતિ પાસેથી ગ્યાન મેળવતીહતી. ચંદ્રરાયે બી. એ સુધી સારો અભ્યાસ કર્યો હતો અને પોતાનો અભ્યાસ આગળ જારી રાખ્યો હતો અને મણી ગવરીને પણ આગળ અભ્યાસ પોતે મેહેનત લઇ કરાવતો. આબંન્નેનું જોડું પ્રભુએ બરાબર મેળવ્યું હતું. ચંદ્રરાય પોતાની સ્ત્રીના હાથની રસોઈ શીવાય બીજાની રસોઇ પ્રસંગ કરતો નહેતો અને બનતા સુધી ખાસ મણી ગવરીના હાથનીજ રસોઇ જમતો.

ચંદ્રરાય અને મણી ગવરી ઘણાંજ શાણા, ચાલાક, હુંશીઆર તેમજ વિવેકી ભણેલા અને કેળવણી પામેલાં તેમજ સંપુર્ણ રીતે સુધરેલા હતા. એટલે તેમનામાં સારા કામ ની કોઇ પણ જાતની ખામી નહોતી. તેઓને બીજા કોઇ અણુસમજુ માણસોનો સહવાસ બીલકુલ ગમતો ન હોતો તે બંનેના હૃદય ઘણાંજ દયાળું હતાં. તેઓ પરાયા માણસોને સુધારવા. અને તેમને સુખી કરવા ઘણાજ ઇચ્છતા હતા. કોઇ પણ માણુસ પોતાની જીન્દગી સુધારવા ખુશી હોયતો પોતે દુઃખ વેઠી તેવી પણ તેઓને પુરી મદદ કરતા. તેમના હૃદય ઘણાજ કોમળ અને શાન્ત હતાં બંનેના ચહેરામાં કોઇ પણ જાતની ખાગી કાઢી સકાય તેવી ન હોતી.

નૉવેલ વાંચ્યા પછી બપોરના વખતે તેઓએ થોડો ઘણો આરામ લીધો બાદ થોડીક વાર પછી સાંજનો સમય થવા આવ્યો. એટલે તેઓ બને બગીચા તરફ હવા ખાતા ખાતા ચાલવા લાગ્યાં. રોડપર આમથી તેમ હર્ષભેર ફરવા લાગ્યાં બાદ થોડીક વાર વિત્યા પછી બાગમાં પુષ્પોની હવા ખાવા સારૂ આમથી તેમ ફરવા લાગ્યાં. મણીગવરી બોલી

વ્હાલા, આ મોગરો કેવો મેહેકી રહ્યો છે. આ ગુલાબનો છોડ છે છતાં તેમાં ઘણાં કાંટા કેમ છે? આ ચંબેલી, જાઇ, જુઇ, ડમરો, ડમરો, મોગરો, વિગેરે પુષ્પોની સુગંધી કેવી ફેલાઇ રહી છે. બાગની સુંદરતા કેવી સરસ છે આ બાગ થવાથી શોખીન મનુષ્યો તેમજ આખા દીવસના મેહેનતથી કંટાળેલા મનુષ્યોને તો બે ઘડી સારો આ-

નંદ ઉપજે તેમ છે. વાહ ! સરકારે કેવી સરસ ગોઠવણી કરી છે આ બાગમાં ફરવાથી માહારૂં હૃદય તો એકદમ શાન્ત બની ગયું છે આ બાગ મેં આગળ કોઇ વખત જોયો નહોતો આ બાગની સુંદરતા ઘણીજ સરસ છે અને મનને આનંદ ઉપજાવે તેવી છે."
ચંદ્રરાય બોલ્યો.

"વ્હાલી, આ બાગ કરવામાં સરકારે ઘણી કાળજી રાખી હશે અને તેથી કરી તેમાં કાંઇ પણ ખામી આવવા પામી નથી.

વળી હજુ કેટલુંક કામ બાકી છે તે હજુ જારી રાખ્યું છે હજી પણ તેમાં દીવસે દીવસે ઘણો સુધારો વધારો થતો જાય છે અને ફેશનબંધ કરે છે. સુધારો વધારો થયા પછી આ બાગ ઘણોજ સરસ લાગશે.' મણીગવરી બોલી.

" બીજા બાગમાં અને આ બાગમાં ઘણોજ તફાવત માલુમ પડે છે. આ બાગનું તો હું જે વર્ણન કરૂં તે ઓછુંજ છે મનેતો આ બાગ ઘણોજ પ્રીય થઇ પડયો છે." ચંદ્રરાય બોલ્યો.

"હા તમારૂં કહેવું બરાબર છે. મારો પણ મગજ આજ શાન્ત બની ગયો છે. ફુલોની સુગંધી તો મઘમઘાટ મેહેકી રહી છે કે જાણે અહીંથી ઘર તરફ જવાનું મન તો બીલકુલ થતુંજ નથી. પરંતુ વ્હાલી, લગભગ સાત વાગવા આવ્યા છે, ટાઇમ થઇ ગયો છે માટે હવે તો ઘર તરફ જઇએ તો ઘણું સારૂ. કારણ માહારો ચાહનો ટાઇમ થઇ ગયો છે માટે ઘર તરફ પધારો તો ઘણું સારૂ."

આ પ્રમાણે વાતચીત થયા પછી બન્ને ઘર તરફના રસ્તે ચાલવા લાગ્યા. ચાહની લેહમાંને લેહમાં સત્વર ઘર આગળ આવી પોહોચ્યાં બાદ મણીગવરીએ થોડાક વખતમાં ચાહ તૈયાર કીધી અને જ્યારે બંન્ને જણાએ ચાહ પીધી ત્યારે તેમનું મગજ ઠેકાણે આવ્યું. ચંદ્રરાયને ઘણાખરા ભાગે મણીગવરીના હાથનું જમવાનું ઘણું પસન્ન આવતું તેથી મણી થાકેલી હતી છતાં પણ મણીગવરી પાસે થોડીક પુરીઓ અને ગરમ દુધ ચંદ્રરાયે તૈયાર કરાવ્યું અને તેની સાથે ભીંડાનું શાક પણ તાબડતોબ બનાવરાવ્યું પછી બંને જણા જમવા બેશી ગયાં. જમતાં જમતાં ચંદ્રરાય બોલ્યો.

"વ્હાલી મ્હારે થોડા રોજમાં મોતીપુર નગર જવાનું છે કારણ મ્હારે બીએની પરીક્ષા આપવા જવું છે માટે હું થોડા રોજમાં તે તરફ જવા ધારૂંછું માટે ત્યારથી તમે તમારા પિતાજીને ત્યાં રહેવાનું રાખો તો ઘણું સારૂં. કારણ જો કદાચ તમે સાથે આ-

વો તો મ્હારી પરીક્ષામાં ભારે હરકત આવી પડે અને પરીક્ષામાં ફતેહમંદનીવડવા વખત આવે નહિં અને સઘળી મહેનત નીષ્ફળજા રમાટે જો તમે માહારા હેતરૂ રીહોતો જરૂર માહારા કહેવા પ્રમાણે રેપરીક્ષા થઇ રહ્યાબાદ હું તુરત પાછો આવીશ. માટે વ્હાલી મ્હારો આટલો બોલ ઉથાપશો નહિં એવી મને તમારી પુર્ણ ખાત્રી છે.” મણી ગવરી બોલી,

“વ્હાલા, તે વાત ખરી હું તેમ કરવાને કબુલછું પરંતુ તમોને ત્યાં જમવાની ઘણી હરકત પડશે માટે આ વ્હાલીને સાથે લઈ જશો તો આપને બીલકુલ હરકત નહિં પોહોંચે અને આપનું જમવા તરફનું દુ:ખ તદ્દન દુર થઈ જશે અને આપની તબીએતમાં પણ ફેર નહિં થાય.” ચંદરાય બોલ્યો.

“તેને માટે મેં આગળથીજ ગોઠવણી કરી રાખી છે આપણી ન્યાતની રસોઇ કરનાર મદનપ્રસાદને સાથે લંઇ જવા મેં અગાઉથીજ ગોઠવણ કરી રાખી છે માટે તે બાબતથી તમે બીલકુલ મુઝાતાં નહિં અને નીરભય પણે રહેજો. અને તમારા પિતાજીને ત્યાં સુખેથી જજો” મણી ગવરી બોલી.

“પ્રાણનાથ પરીક્ષા ગયા પછી તો તુરત પાછા આવજો કદાચ વધારે દીવસ થશે તો આ રશીલી આપ વિના ઝુરી ઝુરી મરસે અને આપ વીના પ્રાણ ત્યાગ કરશે માટે તેમ કરવામાં બીલકુલ ચુકશો નહિં એવી આ વ્હાલીને પુર્ણ આશા છે.”

આ પ્રમાણે વાત ચીત કરી ચંદ્રરામે પોતાની ટૂંકો બીસ્તરો વીગેરે બીજો કેટલોક સામાન નોકર પાસે પેક કરાવી તૈયાર થયો અને મેલટ્રેનમાં બીજે દીવસે મોતીપુર તરફ જવા નકી કર્યું અને પોતાની સાથે મદનપ્રસાદ રસોઇઆને અને ચાકરને આવવા ફરમાવ્યું.

બાદ બીજે દીવસે ટ્રેન વખતે ચંદ્રરાયને વળાવવા સારૂ પોતાના સુધરેલા વર્ગનું મીત્ર મંડળ તેને છેક ટ્રેન સુધી વીદાય કરવા આવ્યું હતું. ટ્રેનના ઉપડવા પહેલાં ચંદ્રરાય સાથે તેના મીત્ર મંડળે સેકીન્ડ કીધી હતી. બાદ ચંદ્રરાયને આ મીત્ર મંડળે સારૂ માન આપ્યું હતું. પરીક્ષા આપવા જવાથી સર્વ મીત્ર મંડળ ઘણાજ ખુસી થતા હતા. સર્વ મીત્ર મંડળે હીપ હીપ હુરે હીપ હીપ હુરે કરી ઘણું સરસ માન આપ્યું હતું. બાદ થોડીકવાર પછી મેલટ્રેન એકદમ ઉપાડવાને તૈયાર થઈ એટલે વળાવવા આવેલા સજ્જનો પા-

[illegible] ર્યા બાદ ચંદ્રરાય અને નોકર રસોઇઆ ટ્રેનમાં બેસી ગયા અને એકદમ ટ્રેન ઉપડી ગઇ.

બીજે દીવસે સવારના પોહોરમાં ચંદ્રરાય તેનો રસોઇ-આ મદનપ્રસાદ અને તેમનો ચાકર વીઠ્ઠલ એ ત્રણે જણા સ્ટેશને ઉતાર્યા અને ત્યાંથી વીકટોરીઆ ભાડે કરી મ્હોટા રોડ પરના રસ્તા ઉપર એક ગ્રહસ્થ મીત્રને ત્યાં મુકામ કર્યો અને ચંદ્ર રાયે પોતાની ટ્રંકોબીસતરો વિગેરે છોડાવ્યાં અને રસોઇ કરવા માટે હુકમ કર્યો એટલે રસોઇઆએ ખુબીબંધ રસોઇ તૈયાર કરી. પરીક્ષાને એક અઠવાડીયાની ઢીલ હતી તેથી પોતાનો અભ્યાસ ખાનગી ઓરડામાં રહી કરતો હતો. ચંદ્રરાયનું મન ભણુવા તરફ ઘણું સરસ હતું તેથી તેને બીજી નકામી વાતો બીલકુલ પસન્દ આવતી નહિં. એક અઠવાડીયું પોતાનો અભ્યાસ પુર્ણ-રીતે કર્યો અને સર્વે સાહીત્યો પુર્ણ રીતે શીખી ગયો. પરીક્ષાના દી-વસે ચંદ્રરાય કોલેજમાં ગયો ત્યાં તેને ઘણાજ અઘરા સવાલો પુછ્યા છતાં પણ તેનું ભણવામાં સારૂં ધ્યાન હતું તેથી તે પેહેલે નંબરે પાસ થયો અને તેને બારે ઇનામ મળ્યું.

પાસ થયા પછી પોતાની સ્ત્રીને શું સમાચાર લખવા એ વિચારી નીચે પ્રમાણે કાગળ લખ્યો.

મોતીપુર તા.
મું. નવિનગર.

વ્હાલી, ઇશ્વર કૃપાથી હું સારી રીતે પાસ થયો છું. હું એ કે વિશયમાં નીષ્ફળ ગયો નથી ઇનામ પણ સારૂં મેળવ્યું છે ઇશ્વરે મેહેનતનો બદલો સારો આપ્યો છે. પરંતુ વાહાલી, અહીં ગૃહસ્થોમાં પાંચ એક પુનર્લગ્ન થવાની ધામધુમ સારી છે અને માહારા મિ ત્રો મને આજીજી સાથે રોકવા પ્રયત્ન કરે છે માટે આ શુભ કાર્યમાં ભાગ લઇ હું પંદર દીવસ પછી તમારી તરફ જરૂર આવીશ. હું જાણુંછું કે તું ઘણીજ અધીરી બની ગઇ હોઇશ. મારી વ્હાલી, ચકોરી ત્હારાવિના હું તદ્દન બેહોશબનીગયોછું, પરંતુ મિત્રોને મા ઠું લગાડી હાલને હાલ તમારી તરફ અવાય તેમ નથી માટે થોડા દીવસ નીભાવી લઇ મન પ્રફુલીત રાખી સદા ઉમંગમાં રહેસો વ્હાલી તેથી વધારે આ તાહારો ચંદ્ર કહી રોકાય તેમ નથી તેતો તને મા રી તરફની પુર્ણ ખાત્રી છે. માટે એક ખમચાડીયું જરૂર નીભાવશો

એવી મને તમારી તરફની પુરી ખાત્રી છે હાલ એજ.

લી.

તારો વ્હાલો પતિ ચંદ્રરાય.

આ પ્રમાણે ચંદ્રરાયે પોતાની વ્હાલી મણીગવરી ઉપર કાગળ લખી પરબીડીઆમાં બીડી પોષ્ટમાં નાંખ્યો બાદ મોતીપુરના શહેરથ પોતાના મિત્રની સાથે બેટ બોલ રમવા ચાલ્યો ગયો.

બીજે દીવસે સવારમાં નવિનનગરના સીધા અને સોહામણા રસ્તા ઉપરના નવીન મકાનમાં મણીગવરી પાસે પોષ્ટમેન્ટ મણીગવરી મણીગવરી કરતો એકદમ આવી ઉભો રહ્યો અને ઉપર લખેલો કાગળ તેમના હાથમાં આપ્યો. કાગળ આપ્યા પછી પોષ્ટમેન્ટ તુરત રવાના થયો બાદ થોડીકવારે મણીગવરીએ તે કાગળ હર્ષભેર વાંચવા શરૂ કર્યો. તે કાગળ વાંચતાં વાંચતા ઘડીકમાં તેને હસુ આવતુ અને વળી ઘડીકમાં તેની આંખમાંથી ઝળઝળીઆ નીકળી પડતા.

પ્રીય વાંચક વૃન્દો આ માર્મીક શબ્દો આપ સમજ્યા તો હશોજ તોપણુ મારે તે ખુલ્લુ કરી સમજાવવુંજ જોઇએ, એ મારી ફરજ છે. હસવાનુ કારણુ ફકત બીજું કાંઈ નહિં પરંતુ ચંદ્રરાય વચન આપ્યા કરતાં વધારે દીવસ રોકાવવાનું લખે છે તેજ હતું. પરંતુ આંખમાંથી ઝળઝળીઆં આવવાનું કારણુ તેને એજ હતું કે ચંદ્રરાય આવા પુનર્લગ્નના શુભ કાર્યમાં મને મુકીનેજ લાહાવો લેશે? તેમ ધારી તેની આંખમાંથી ઝળઝળીઆં આવતાં હતાં.

પ્રિય વાંચકો! આવા જુજ કામમાં તેઓ બંનેનો કેવો સરસ સંબંધ છે તેમતલબ આ જુજ કારણુમાં આપ સમજી ગયા હસો. કે તેઓ એક એક સેહેજ ભુલ કરે છે તો પણુ કેવું ખોટું લગાડે છે. વાહ? આવો ધાડો સંબંધ તો દુનિયાપર હું ધારૂં છું થોડાકનેજ હશે પરંતુ ચંદ્રરાય અને મણીગવરીના પ્રેમ માટે તો હું જે બીના લખું તે થોડીજ છે. કાગળ વાંચી રહ્યા પછી મણીગવરીએ નીચે પ્રમાણે પોતાના વ્હાલા પતિ ચંદ્રરાયને કાગળ લખવો શરૂ કર્યો.

નવિનગર. તા.

મુ. મોતીપુરનગર.

વ્હાલા વિયોગી આપનો પ્રેમી પત્ર પોહોંચ્યો છે તે હ્રદય સાથે ચાંપી ઘણી આનંદ પામી છું. પણુ.........

વ્હાલા, શું વચનના તદન જુઠાજ બની ગયા? આપ પરીક્ષા

આપ્યા પછી તુરત આવવાનું વચન આપી ગયા હતા અને વળી પાછળથી પંદર દીવસ પછી આવવાનું લખો છો તે શું સારૂં કે? ત્યાં પાંચેઃ પુનર્લગ્ન અદ્દરશ કુટુંબમાં થવાનાં છે તેના ખુશાલીમાં શું આપ એકલાજ મ્હેશો? અને આ વ્હાલીને ત્યાં નહિંજ બોલાવો? તે હર્ષમાં મ્હારો ભાગ જરા પણ નહિંજ? આવા શુભ પ્રસંગમાં તો વ્હાલીને સાથેજ રાખીએ, ચંદ્ર વિના આ ચકોરી એકલી ઝુરી મરે છે, અંતરનો હીરો આપના વિના અધ્ધર લટકી રહ્યો છે, તે હીરો જ્યારે વહાલો ચંદ્ર આવી નીચે ઉતારેતોજ ઉતરે પરંતુ વહાલા, આજ્ઞા હોય તો હું ચકોરી વહાલા ચંદ્રને મળવા આવું અને શુભ કાર્યમાં ભાગ લઊં.

( રંગ કાઠીઆવાડી ગરબાનો. )

પ્રીતમજીરે, પ્રીતમજી, પધાર્યા, પરદેસે,
મુકી બાળા વેશેરે. મુજ પ્રીમજી.
પરીક્ષાનો વાયદો, પ્રીમજી વીતાવ્યો,
તો પણ મુદત લાંબી કદીરે. મુજ.
શુભ પ્રસંગમાં, વ્હાલીને તેડાવો,
તેથી શોભે, સાજ સારોરે. મુજ.
પ્યારા પ્રીતજી તમે, પ્રીત કરી ઓછી,
તેથી રમીલી રાત રોતીરે. મુજ.
શુભ લગનમાં વહાલા, પ્રીતથી તેડાવો,
તોતો વ્હાલી થાય રાજીરે. મુજ.
લગન જોવાની વહાલા, હોંશ ઘણી થાય છે,
તે પુરી પાડ પ્યારા પ્રેમથીરે. મુજ.
શુભ કાર્યોમાં વ્હાલા, સાથેજ રાખીએ,
કેમ થઇ ગયા છો વ્હાલા પાજીરે. મુજ.
પુનર્લગ્નમાં વ્હાલા સાથ જોડુ શોભસે
તેથી મંડપ ઘણો દીપસેરે મુજા
અધીરાઇ આપ વિના, મંન ઘણી થાયછે,
પણ શું હુકમ વિન અવાય છેરે. મુજ.
ચીતે ચકોરીને, ચાહીને ચતુરા લખો,
તો તો રશીલા વ્હાલી આવશેરે. મુજ.
વાદળમાં ચંદ્ર વીના, તારા નથી શોભતા,

તેથી તારાને શોભાવોરે. મુજ.
બેગી બાળી વિના, ગુલાબ કરમાય છે,
માટે ગુલાલ સંભાળોરે. મુજ.
આપ વિના અન્ન પાણી, ઝેર જેવું થાય છે
તેથી રસીલી મુંઝાય છેરે. મુજ.
વ્હાલથી વનિતા વ્હાલા વ્હેલી તેડાવો
તેથી રશીલી હરખાય છેરે. મુજ.
જુવાબ આવેથી, જલદી પ્યારી આવશે
પ્રેમમાં વીષેશ વ્હાલ થાશેરે, મુજ.
રસિઆ વિના રસિલા, રાત નથી નીઠતી
કલ્પાંત કલ્પાંત કરી ઝુરતીરે. મુજ.

વ્હાલા, ટુંકમાં લખ્યું છે તે બસ છે આપ ચતુર છો એટલે વધારે લખવાનેતો મ્હારૂ મન સાફ નાજ પાડે છે. વ્હાલા, રશિલીને આપ જરૂર તેડાવશો અને રૂડા પુનર્લગ્નમાં લ્હાવો લેવડાવશો અને આ દાશીની આશ પુર્ણ કરશો એવી મને મારા વહાલાની પુરી ખાત્રી છે. વહાલા તમારૂં હૃદય કોમળ છે તેથી રશીલીને વીસરીતો નથીજ ગયા. પરંતુ શુભ કાર્યોમાં વહાલી વીના એકલા લ્હાવો લેવો કબુલ કરો છો અને મને અહીંજ થોભી જવા લખો છો એ હું એક અજાયબ વાત સમજુંછું. મારો વહાલો તો એવા શબ્દો કદી લખેજ નહિ. એવી મને આપની પુર્ણ ખાત્રી છે છતાં આવા શબ્દો કેમ લખ્યા હશે તેને માટે મને હૃદયમાં હરદમ વિચાર આવ્યા કરેછે. પણ ખેર કાંઇ નહિ તેમાં મ્હારા વહાલાનો વાંક કાઢું તે તદન મારી મુર્ખાઇ કહેવાય માટે આ શુભ આનંદના લાભ પ્રસંગમાં વહાલીને તુરતા તુરત હર્ષભેર બોલાવો કે વહાલી એકદમ રસિલા ચંદ્ર પાસે આવી ખડી થઇ જાય અને સુભ પ્રસંગમાં હર્ષભેર સજોડે લાભ મેળવે. એજ.

લી૦
આપની રસિલી
અર્ધાંગના મણીગવરી.

આ પ્રમાણે મણીગવરી એ હર્ષથી કાગળ લખી તાબડતોબ પોતાના હાથે પોષ્ટમાં નાંખી પોતાને ઘેર આવી અને આનંદ માને આનંદમાં ભરત કામ ભરવાશરૂ કર્યું.

ચંદ્રરાય મોતીપુરમાં સાંજે બેટ બોલ રમી પોતાના મિત્રો સાથે

આવી દાખલ થયો. પુનર્લગ્નોના ચાર દીવસ બાકી હતા તેથી માંડવો વિગેરે કેવો બંધાવવો અને શું શું ગોઠવણી કરવી તે ચંદ્રરાય અને તેના મિત્ર અનંતરાય હર્ષથી વિચારવા લાગ્યા. પછી ચંદ્રરાયે રૂઢી પ્રમાણે માંડવા વિગેરેનું ખર્ચ બતાવ્યું. બાદ થોડીક વારે બીઝીક રમવી શરૂ કરી આશરે દોઢેક કલાક બીઝીક ચાલી એટલે રાત્રીના બાર વાગાનો સમય થયો તેથી રામા પાસે પથારી પથરાવી સૌ સૌની પથારીમાં પોઢી ગયા.

બીજે દીવસે પરોઢમાં ચંદ્રરાય પથારીમાંથી ઉઠયા બાદ ચાહ પાણીપી તૈયાર થઇ ન્હાવાની રૂમમાં જતા હતા તે વખતે ચંદ્રરાયનો કાગળ લઇ ટપાલવાળો આવ્યો. તે કાગળ ચંદ્રરાયે ન્હાવાની ઓસરીમાં ન્હાતાં ન્હાતાં ઉપર લખેલો કાગળ વાંચ્યો. વાંચતાંની સાથે ચંદ્રરાયનું મંન પ્રફુલીત થયું, આનંદનો પાર રહ્યો નહિં, આ કાગળ વાંચતાં ચંદ્રરાયને ઘણો હર્ષ ઉત્પન થયો હતો. તેથી પાસે બેઠેલા તેમના મિત્રો કાંઇ નવાઇનો કાગળ છે તેમ સમજી ચંદ્રરાયને પુછવા લાગ્યા. પછી અનંતરાય બોલ્યા.

"મિત્ર કોનો કાગળ છે? આટલો બધો હર્ષ શાંનો ઉત્પન થયો છે તેતો કહો ? શુંભાભીનો કાગળ તો નથી ? " ચંદ્રરાય બોલ્યો.

"હા મિત્ર તેમનોજ છે, મિત્ર ત્હારાથી શું અંજાણ્યું છે લે વાંચ તે અહીં આવવા માગેછે. " અનંતરાય બોલ્યો.

"(કાગળ જોઇને) વાહ ! શું ભાભીની લખવાની છટા છે અરજો ઘણો સરસ લખ્યો છે, ભાષણ પણ આબેહુબ લખ્યું છે. ભાભી અહીં આવસે તો તમને કાંઇ હરકત છે ! તે આવસે તો ઉલટો હર્ષમાં વધારો વધારો થશે. અને તેમનો મને પણ ઘણા દીવસે મેળાપ થશે માટે બોલાવવા દો." ચંદ્રરાય બોલ્યો.

" મીત્ર હું કયાં ના કહું છુ, મારી તો ના છેજ નહી મેતો ફકત તેમને વધારે તસ્દી ન ભોગવવી પડે માટે થોભી જવા લખ્યું હતું પરંતુ તેમની ખુશી આવવાની છે તો રામાને બે રૂપીઆ આપો અને અરજન્ટ તાર મુકો કે જલદીથી અહી આવી પોહોચે." અનંતરાય બોલ્યો.

" હા તાર મુકીશું તોજ ઠીક ફાવીશુ કારણ લગ્નોના ત્રણ દીવસ ફકત બાકી રહ્યાછે. એટલે કાગળ લખીએ તો તેમનાથી ટાઇમસર આવી શકાયજ નહિ માટે તાર મુકવો એજ વિચાર તમારો ઉજાગર છે; એમ કહિ રામાને મોટેથી અવાજ દઇ કહ્યું એટલે

રામો એકદમ આવી તેમની પાસે ખડો થઇ ગયો, અને બોલ્યો. શો હુકમ છે હજુર. " અનંતરાય બોલ્યો.

"રામા આ તાર લખી આપુછું તે લઇ એકદમ તાકીદથી મુકી આવ, બીલકુલ રસ્તામાં ઉભો ન રહેતો, સીધો સીધો તાર મુકી જલદી પાછો આવજે." ચંદ્રરાય બોલ્યો.

"મીત્ર તારમાં એમ લખો કે તે એકલાં ન આવે, સાથે તેમના પિતાજીની પેઢીમાંથી ગુમાસ્તાને લાવે, તે પ્રમાણે લખજો, કારણ બૈરાં માણસને એકલા બોલાવવું તે ઠીક નહીં, કેમ મિત્ર બરાબર છે ને ?" અનંતરાય બોલ્યો

"અરે મિત્ર હું તે લખ્યા વિના રહું,હું તેમને એકલાં બોલાવું, એમ કદી બને ? તે તો હું લખવાને કદી ચુકુજ નહિ, તેતો મારી ધ્યાનમાંજ હતું. હાલમાં સઘળી વાત પડતર મુકો, અને મને એકદમ તાકીદથી તાર લખી રામાને મોકલવા દો, ટાઇમ થઇજાય છે, કારણ મારા ભાભી અહીં જલદી આવી પોહોંચે એટલે પછી સઘળી વાત થશે" (એમ કહી રામને લખેલો તાર આપ્યો.)

કાગળ લખ્યા પછી મણીગવરી ભરત કામમાં બેઠી હતી, પરંતુ તેનું દિલ તદન મોતીપુરમાં હતું, પણ એકલાં ઘરમાં ન ગમે તેટલા કારણથી ભરત કામ ભરવા બેઠી હતી, તેને હરદમ મોતીપુર જઇ સુભ કાર્યમાં ભાગ લેવો તેજ વિચારો આવ્યા કરતા હતા. તેને પોતાના પતિ શિવાય આખું નગર ઝેર જેવું લાગતું હતું, જ્યાં જોતી ત્યાં ઘણા માણસો છતાં પોતાના પતિ શિવાય તેને સઘળું સુનુસટ લાગતુ હતું. પણ ઘણી મુશીબતે પોતાના દીવશો પતિવિના કાઢતી હતી.

બીજે દીવસે મણીગવરી રસોઇ જમી પરવારી ભરત કામમાં બેસતી હતી એટલામાં એક પીળા કપડાં વાલો હાથમાં લાલ કાગળ લઇ મણીગવરી મણીગવરી કરતો ત્યાં આવી ઉભો રહ્યો અને તેમના હાથમાં પેલો મોતીપુરથી મુકેલો તાર આપ્યો અને મણીગવરીની સહી લીધી પછી તે લાલ કપડાં વાળો માણુસ ચાલતો થયો. મણીગવરીએ તે તાર ફોડી વાંચ્યો, વાંચતાની સાથે પોતાનું ભરત કામ એકદમ પડતું મું કયું અને પોતાનો સામાન હોંશમાં ને હોંશમાં પોતાના હાથેજ પેક કર્યો, ચાકરની કે દાસીની પણ દરકાર કરી નહિ. બાદ તાબડતોબ

પોતાના પિતાજીને ત્યાં ચાલી ગઇ.

પોતે પોતાના પિતાજી મદનચંદ્ર પાસે આવી ઉભી રહી અને તેમને પેલો આવેલો તાર વંચાવ્યો એટલે મદનચંદ્ર પોતાના હૃદયમાં સમજી ગયા અને દુકાનેથી પોતાના હુંશીઆર મુનીમ ગુમાસ્તા કેવળદાસને બોલાવ્યો. એટલે કેવળદાસ થોડીકવારમાં મદનચંદ્રપાસે આવી ખડો થઇ ગયો. એટલે મદન ચંદ્ર બોલ્યો.

"કેવલદાસ, તમારે બેહેન મણીગવરીને સંભાળીને મોતીપુર મુકવા જવાનું છે. હુ તમોને કપડાં લત્તાં પેહેરવા સારૂ આપુંછું અને દુધનું ખાવાનું તારા શેઠાણી કરે છે, માટે તમે તમારે ઘેર નહિ જતાં હાલને હાલ બેહેનની સાથે બારોબાર જાવ, તેને સંભાળીને લઇ જજો, રસ્તામાં તેની પાસેથી બીલકુલ દુર ન જશો, સમજ્યા કે ? તેને રસ્તામાં બીલકુલ મુંઝવણુ પડવા દેતા નહિં."

કેવલદાસ બોલ્યો.

"વારૂ વારૂ, સેઠ સાહેબ, એતોતે હું કાંઇ ગાંડો છુંકે દુર જાઉં અને તેમને મુંઝવણુ પડવા દઉં. મને કાંઇ કહેવું પડે તેમ નથી, મારામાં કોઇ દીવસ પ્રભુ કરેતો ભુલ કદી આવેજ નહિં. આપ નીચીન્ત રહેજો. તે બાબતથી ગભરાશો નહિં હુંછું એટલે તમારે જરા પણુ ફીકર રાખવી નહિ."

આ પ્રમાણે વાતચીત કરી રહ્યા પછી મણીગવરીનો સામાન કેવલદાસને મોકલી ચંદ્રરાયને ત્યાંથી મંગાવ્યો અને એક ગાડી તેના પીતાજીએ જોડી મંગાવીને ગાડીમાં સઘળો સામાનમુકયો પછીમણીગવરી, મદનચંદ્ર, મણીગવરીનીમાં વનિતાગવરી, કેવળદાસ મુનીમ, એ રીતે ચારે જણા ગાડીમાં બેઠા અને એકદમ સ્ટેશન તરફ હંકાવી એટલે ગાડી એકદમ સ્ટેશન ઉપર આવી ઉભી રહી, પછી ચારે જણા અંદરથી બાહાર નીકળ્યા પછી કેવળદાસ સેકન્ડ ટલાસની બે ટીકીટો કરાવી લાવ્યા. અને સામાન ડબામાં ગોઠવ્યો પછી મણીગવરી તથા કેવળદાસ ટ્રેનમાં બેશી ગયા. બાદ અડધા કલાક પછી ટ્રેન ઉપડી ગઇ એટલે મદનચંદ્ર અને વનિતાગવરી પોતાની ગાડીમાં બેશી ઘર તરફ પાછા રવાના થયા.

મણી ગવરી અને કેવલદાસ મુનીમ જે મેલટ્રેનમાં બેશી મોતીપુર જવા નીકળ્યા હતા તે મેલટ્રેન સવારમાં સાડા સાતે આવી

હવી રહી એટલે કેવલદાસે પોટર પાસે સરવે સામાન પ્લાટ ફોર્મની બાહાર મુકાવ્યો અને મણીગવરીને પ્લાટફોર્મની બાહાર કાઢી પછી ટીકીટકલેકટરને ટીકીટ આપી, પછી બાહાર આવી એક વીકટોરીયા ભાડે કરી અને ચંદ્રરાયના મુકામ તરફ મ્હોટા રોડના રસ્તે હંકાવવા શરૂ કરી એટલામાં ચંદ્રરાય અને તેમના મીત્ર અનંતરાય તેમને સામા મળ્યા તે પોતે પોતાની વીકટોરીયા સાથે લઇ આવ્યા હતા એટલે બંને વીકટોરીયા સહિત અડધા કલાકમાં ચંદ્રરાયના મુકામે આવી પોહોંચ્યા અને સર્વ માણસો મકાનમાં દાખલ થયા.

ચંદ્રરાયે તે દીવસે પોતાની વ્હાલી મણીગવરી પાસે રસોઇ કરાવી અને સઘળા માણસો જમ્યા. બાદ માંડવાની તૈયારી સારૂ અને માંડવામાં ફરનીચર વિગેરે સામાનની ગોઠવણુ કરવા સારૂ અનંતરાય, ચંદ્રરાય, મણીગવરી, અને અનંતરાયની સ્ત્રી સુમનગવરી, એ ચારે જણા પોતાની વીકટોરીઆમાં બેશી સર્વ સાહીતોની તૈયારી કરવા સારૂ માંડવા તરફ ગયા, ગુમાસ્તા, નોકરો, ચાકરો, વિગેરે પાસે સઘળો જોઇતો સામાન મંગાવ્યો હતો, તે માંડવામાં સઘળો જેજે પ્રમાણે શોભતો હતો તે તે પ્રમાણે ગોઠવાવી દીધો. આ માંડવો લગભગ બે હજાર ફુંટ પોહોળો તેમ બે હજાર ફુંટ લાંબો ચોરસ બાંધ્યો હતો, વીજળીક લાઇટો લગભગ એક સો ટાંગી દીધી હતી. હાંડીઓ, ઝુમરો, હજારો ટાંગી દીધાં હતાં, તકતા બેસુમાર ગોઠવી દીધા હતા, માંડવામાં ગૃહસ્થોને ચાલવાને માટે હાથેરી જેવી જાડી મુખમલ સઘળે ઠેકાણુ પાથરી દીધી હતી. આ સામાન અને માંડવો સંભાળવા સારૂ ભૈયા, નોકર, પેરેદાર, વિગેરે રાખ્યા હતા. બીજે દીવસે લગ્ન હતાં તેથી પુનર્લગ્ન કરનારા સ્ત્રી પુરૂષોને પેહેલી રાત્રે કેટલાક સદ્‌ગૃહસ્થોની રૂબરૂ તેમની ખાત્રી કરવા સારૂ બોલાવ્યા હતા. મોતીપુરમાં પુનર્લગ્ન કરાવનાર આગેવાન ફક્ત અનંતરાયજ હતા. સર્વ સભા તૈયાર થઈ અને પુનર્લગ્ન કરનાર સ્ત્રી પુરૂષો મળી દશ માણસ આવી આ સભાની સામી બાજુપર ખુરશીઓ ઉપર સૌસૌના નીમેલા જોડકાં બેશી ગયાં. એટલે અનંતરાય એક એકનું નામ દઈ વારા ફરતી સ્વાલ પુછવા લાગ્યા.

"ભાઈશંકરભાઇ તમારા પુનર્લગ્ન આ સંતોકબાઇ સાથે કરવા તમારી ખુશી છે ? ખુશી હોય અગર ન હોય તોપણુ આ

સભા વચ્ચે જેવું હોય તેવું કહો ? ”

“બાઇ સંતોકબાઇ તમારી ખુશી તેમની સાથે પુનર્લગ્ન કરવા છે કે નહિં તે તમે ખુલ્લે ખુલ્લું કહો ? ” બંને ઉભા થઇ બોલ્યા.

“હા. હમારી બન્નેની ખુશી અમારા અંતઃકરણથી છે અમો અમારા પુનર્લગ્ન કરવાને ઘણોજ આનંદ માનીએ છીએ,” અનંતરાય બોલ્યા.

“ભાઇ યશવંતરાય તમે તમારા પુનર્લગ્ન ચંદનગવરી સાથે કરવા ખુશી છો કે કેમ તે ખુલે ખુલ્લું કહો ?”

“બાઇ ચંદન ગવરી તમારા પુનર્લગ્ન યશવંતરાય સાથે કરવા તમારી ખુશી છે કે કેમ તે ખુલે ખુલ્લું કહો?” બંને જણા ઉભા થઈ બોલ્યા.

“હાજી અમારા અંતઃકરણ બરાબર ખુશી છે અમે પુનર્લગ્ન કરવાથી ઘણોજ અનંદ માનીએ છીએ.”

“હંસરાજજી તમે તમારા પુનર્લગ્ન આલક્ષ્મી બાઇ સાથે. કરવા ખુશી છો કે કેમ? તે ખુલ્લે ખુલ્લું સભા સમક્ષકહો ?”

“બાઇ લક્ષ્મી બાઈ તમારા પુનર્લગ્ન હંસરાજજી સાથે કરવા તમારી ખુશીછે કે કેમ તે ખુલે ખુલ્લું સભા સમક્ષ કહો ?” બંને જણુ ઉભા થઈ બોલ્યાં.

‘હાજી અમારી અંતઃકરણથી ખુશી છે ને અમે અમારા પુનર્લગ્ન થવાના છે તેથી ઘણાંજ ખુશી થઇએ છીએ અને તેથી કરી અમારા હર્ષનો પાર સમાતો નથી.” અનંતરાય બોલ્યા.

“ભાયચંદ ભાઇ તમારા પુનર્લગ્ન આ રળીઆત બાઈ સાથે કરવા ખુશી છે કે કેમ તે કહો ?

“બાઇ રળીઆતબાઇ તમારા પુનર્લગ્ન ભાઇચંદ સાથે કરવા તમે ખુશી છો કે નહિ તે ખુલ્લેખુલ્લું કહો?” બંને ઉભાથઈ હર્ષ ભેર બોલ્યા.

“બાઈઓ હમારા પુનર્લગ્ન કરવા અમો ઘણાજ ખુશી છીએ અને તેમ થવાથી અમારા હર્ષમાં ઘણોજ વધારો થયો છે.” અનંતરાય બોલ્યા.

“ભાઇ જીવણલાલ તમારા પુનર્લગ્ન આ કાશીબાઇ સાથે કરવા તમારી ખુશી છે કે નહિ તે સભા સમક્ષ કહો ?”

“કાશીબાઇ તમારા પુનર્લગ્ન આ જીવણલાલ સાથે કરવા તમારી ખુશી છે કે નહિ તે સભા સમક્ષ કહો ?”

બંને ઉભા થઇ આનંદથી બોલ્યા.

"ભાઇઓ અમારી નાતમાં પુનર્લગ્નનો રીવાજ નથી તેથી અમે આટલા દીવસ ઘણાજ મુઝવણમાં આવી ગયા હતા પરંતુ આપ સદ્‌ગૃહસ્થોની મદદ અમને પુર્ણ રીતે મળી છે અને અમને ટેકો આપ્યો છે તેથી આપ સભા સદોનો આભાર માનીએ છીએ અને આવી રીતે બીજા પુનર્લગ્ન કરાવવા પ્રયત્ન યોજશો તો પ્રભુ તમારા ઉપર મેહેરબાની સદા કાળ રાખશે અને લોકોની આશીશ ઘણી મળશે, અને અમારી પણ આપ સદ્‌ગૃહસ્થોને પુર્ણ આશીશ છે, અમો અમારા પુનર્લગ્ન કરવાને ઘણોજ આનંદ માનીએ છીએ આ પુનર્લગ્નનો સઘળો ખર્ચ આપે માથે લીધો છે તેને માટે આપને દુનીઆમાં મોટો ધન્યવાદ છે અને અમારો પણ આપને આશીરવાદ છે." અનંતરાય બોલ્યા.

"મેહેરબાન સભાસદો આવતી કાલે બપોરે બાર વાગ્યાથી પુનર્લગ્નની ધામ ધુમ શરૂ થશે, તે પ્રસંગે સર્વ સભાસદો આજે જેવી રીતે પધારી શુભ કાર્યોમાં ભાગ લીધો છે તેવી રીતે કાલ પણ પધારવા મેહેરબાની કરશો અને શુભ કાર્યનો લાભ જરૂર મેળવશો એવી મને સભા તરફની પુરી ખાત્રી છે."

આ પ્રમાણે અનંતરાય બોલ્યા. એટલે આખી સભાએ હીપ હીપ હુરે હીપ હીપ હુરે કરી તાળીઓ પાડી સારૂ માન આપવા માંડ્યું અને ઘણો હર્ષ થવા લાગ્યો. પછી અનંતરાય બોલ્યા.

"આપ સભાસદોને મેં મારા રૂબરૂ આવતી કાલના કાર્યોમાં ભાગ લેવાનું તેડું કર્યું છે અને બીજા મેમ્બરો વિગેરેને હાલ માણુસો મોકલી કાગળો લખી મોકલાવું છું માટે પધારવું. એજ વીનંતી.

આ પ્રમાણે અનંતરાયે ભાષણ કર્યું એટલે ફરીથી હીપ હીપ હુરે હીપ હીપ હુરે કરી તાલીઓ પાડી ઘણુંજ માન આપવા લાગ્યા. બાદ થોડીક વાર પછી અનંતરાયે નોકરો પાસે ચાહ અને પાન સોપારી ગુલાબજળ અત્તર વીગેરે ચીજો મંગાવી અને સઘળી સભાસમક્ષ મુકી દીધી એટલે સઘળી સભા ચાહપી પાન મુખવાસ કરી અત્તર ગુલાબ લઇ ઉભી થઇ ગઇ અને સૌ સૌ પોત પોતાની ગાડીઓમાં બેશી પોત પોતાના ઘર તરફ રવાના થઇ ગયા. બાદ અનંતરાયે પોતાના નોકરોને કાગળો આપી મેમ્બરો ને પોચાડવા સારૂ મોકલ્યા બાદ અનંતરાય, ચંદ્રરાય, મણીગવરી,

શુમનગવરી, એ રીતે ચારે જણા પોતાની વીકટોરીયામાં બેશી પોતાના ઘેર તરફ ગયા અને રાત્રીનો વખત હતો તેથી સૌ સૌ પોતપોતાની પથારીમાં પોઢી ગયા.

મળસકાયો સમય થવા આવ્યો હતો, મરઘડા આદી જાનવરો ટોકા કરી રહ્યાં હતાં, મહેનતુ માણસો પોતપોતાના કામે ચાલી નીકળ્યાં હતાં, ઉમરાવ સજ્જનો હવા ખાતા ખાતા ચાલતા નજરે જોવામાં આવતા હતા. કાછીઆઓ શાક ભાજી મારકીટમાં પોતપોતાની દુકાને સુઘડતાઇથી ગોઠવી રહ્યાં હતાં. ગાડીઓ એકદમ સનસનાટ દોડતી દીસતી હતી. તે વખતે એક માળી અનંતરાય પાસે આવ્યો ને તેમના ઘરમાં દાખલ થયો અને બોલ્યો.

"શેઠજી સાહેબ ફુલને માટેતો હું આખા મોતીપુરમાં ફરીવળ્યો તો ફક્ત દસ મણજ મળી આવ્યાંછે હાર, ગોટા,વિગેરે આપના કહેવા મુજબ તૈયાર કરાવવા શરૂ કર્યા છે તે આપના ટાઇમ પહેલાં એટલે બાર વાગ્યા અગાઉ તૈયાર થઇ જશે તે માણસો પાસે ઉઠાવી બારોબાર માંડવે પોચતાવીશ," અનંતરાય બોલ્યા.

"વારૂ ફુલમાં જરાપણ ખામી આવવી ન જોઇએ જાપતો સારો રાખજે અને ટાઇમ અગાઉ લાવી ખડો થઇ જજે?" માળી બોલ્યો."

"વારૂ સાહેબ એમાં જરા પણ ભુલ પડે નહિં."

આ પ્રમાણે વાતચીત કર્યા પછી માળી વીદાય થયો પછી ચંદ્રરાય અનંતરાયને પુછવા લાગ્યો.

"અનંતરાયજી અત્તર, ગુલાબ, સરબત, મીઠાઇ, લીલો સુકો મેવો, સોડા, લેમોનેડ, રાસબરી, ટોનીક, જીંજર, આઇસક્રીમ, દુધ, ચાહ, વિગેરે સામાનવાળાઓને ટાઇમ અગઉ આવવા ફરમાવ્યું છે કે નહિં? નહિં તો ભારે અડચણ આવી પડશે, અને મુંઝવણમાં આવી જઇશું તે વખતે આપણાથી કાંઇ બની નહિં શકે માટે જો ન તજવીજ કરી હોય તો સઘળે ઠેકાણે કાહાણું કહાવી મોકલો કે ટાઇમિ પહેલાં આવી સઘળું ખડું થઇ જાય." અનંતરાય બોલ્યા.

"ભાઈ તે બાબતનીતો ચિન્તા કરશોજ નહિં તેનીતો સગવડ મે અગાઉથીજ કરી રાખી છે તે લોકો દસ વાગે.બરોબર સામાન લાવી ત્યાં ખડા થઇજશે પરંતુ આપણે હવે પરવારી તે તરફ ચાલો આ

ઠવાગવા આવ્યા છે ભાભી રસોઇ તૈયાર કરી રહ્યા હશે માટે નહિને જમી લઇ તે તરફ જલદી જઇએ તો ઠીક, કારણુ આપણાવિના ત્યાં માણસોને ઘણી જ મુઝવણુ આવી પડશે (બેન્ડ) વાજુસબારના પરોઢીઆથી ત્યાં રાખ વા ઠરાવ કર્યો છે હારમોનીયમ ફોનોગ્રાફ નરધાં અને તેના વ ગાડનારા વિગેરેને ત્યા ટાઇમસર બોલાવ્યા છે." ચંદ્રરાય બોલ્યો.

"ભાઇ સઘળી વાત એક વખત બાજુપર મુકો તમારામાં કોઇ જાતની ભુલ નહિંજ હોય, તમે સર્વે સાહીતો તૈયારજ રાખ્યાં હ શે પરંતુ આપણે ત્યાં દસવાગ્યા અગાઉ જઇશું તો ઠીક થઇ પડશે કારણ સદ્ગૃહસ્થો ત્યાં આવશે તેમની મુલાકાત લઇ તેમને આપણે બેસાડવા પડશે અને માન આપવું પડશે માટે એકદમ ત્વરાથી તે તરફ ચાલો." અનંત રાય બોલ્યો.

"ચાલો ત્યારે પાણી ઉંનું અને રસોઇ વિગેને સઘળો સાહિત્ય તૈયાર છે."

આ પ્રમાણે વાત ચીત કરી બંન્ને જણા નહિધોઇ પરવાર્યા અને રસોડામાં જઇ ભોજન ઉપર બેઠા ચારેજણે જમી લીધુ, બાદ અનંત રાયે પોતાની વિકટોરીયા તૈયાર કરાવી હતી તેથી તે વિકટોરી આમાં બેશીને તે તરફ રવાનાં થયાં. ચારે જણ માંડવામાં આવ્યા ત્યારે સર્વે સાહીત તૈયાર હતું, તેવખતે લગભગ સાડાદસ વાગ્યા હતા, થોડીકવાર પછી નોતરેલા સજ્જનો એક પછી એક એમ આવવા લાગ્યાં તેમને ચંદ્રરાયે અને અનંતરાયે ઘણુંજ માંન આપી ખુરશી ઉપર બેસાડવામાંવ્યા બારવાગાની અંદરમાં સઘળી સભા ચી કાર ભરાઈ ગઈ બાદ પુનર્લગ્ન જાણનાર વિદ્વાનોના હાથે પુનર્લગ્ન ની વિધી પુર્વક પાંચે લગ્ન તાબડતોબ કર્યા, પછી સઘળી સભાને ફુલના હારગોટા વિગેરે પેહેરાવ્યાં. આ સભામાં કેટલીક જાતના માણસો આવ્યાં હતાં તેઓને અનંતરાયે. સારીરીતે માંન આપ્યું, અને સઘળી ચીજો તેમને જોઇએ તે પ્રમાણે પીરસાવી દીધી હતી. અનંતરાયે લાઇટો સળગાવવા નોકરોને હુકમ કર્યા એટલે નોકરોએ તાબડતોબ લાઇટો ઝગઝગાટ સળગાવી દીધી અને દીવસ કરતાં પ- ણુ ભારી અજવાળું થઇ રહ્યું પછી હારમોનીયમમાં ગાયનો શરૂ ક ર્યાં તે સઘળી સભાસદો સાંભળી ઘણાજ હર્ષ પામવા લાગ્યા. બાદ થોડીકવારે ફોનોગ્રાફ શરૂ કર્યું તે પણ સાંભળી આખી સભા ચકિત બની ગઈ બાદ થોડીવાર રહી. નાચ શરૂ કર્યો તેનાપણુ પાંચ

સાવ નાચ જોઇ સઘળી સભાખુશ થઇ ગઇ. આજની સભાથી સર્વે મંડલ આનંદમાનવા લાગયું આસભામાં સર્વે મનુષ્યો ઘણાં ખરાં સજોડે પધાર્યા હતા. નાચપુરો થયો એટલામાં રાત્રીના બાર વાગાનો સમય થયો હતો એટલે સર્વે સભા ઉપર અનંતરાયે ફુલનો વરસાદ વરસાવ્યો અને પાન સોપારી ઇલા ઇચી આપ્યાં અતર,ગુલાબ, છાંટયાં એટલે સઘળે મસમસાટ સુઘંધી ફેલાઇ રહી. બાદ આખી સભાએ અનંત રાયને અને ચંદ્રરાયને હીપ હીપ હુર્રે હીપ હીપ હુર્રે કરી અવાજકાઢી અત્યંત માન આપ્યું બાદ સર્વે સભા સજજનો સૌ સૌના મુકામ તરફ હર્ષથી જવા લાગ્યા અનંતરાય, ચંદ્રરાય, મણીગવરી, શુમનગવરી. એચારેજણ નેકરોને સઘળો સામાંન સંભાળવાનું કહી પોતાના માળા તરફ પોતાની વિકટોરીઆમાં બેશી ઘણુંાજ હર્ષ સાથે તાબડતોબ રવાનાં થયા અને મકાનમાં આવી દાખલ થયાં બાદ બીજે દીવસે સઘળો સમાન વિગેરે સૌ સૌને ત્યાં પોચતો કરાવ્યો બાદ ચંદ્રરાય પોતાને દેશજવા સારૂ અનંત રાયને કહેવા લાગ્યો.

"ભાઇ હવે અમે આજ ઘર તરફ જવા ધારીએ છીએ આ શુભ કાર્યોમાં સારી રીતે ભાગ લીધોછે અને આબનાવ જોયોછે તેથી હુંઘણો ખુશી થયો છું આજ માફક હરહમેશ કરી બાળાઓના હૃદય ઠારશો અને તેમને ઠેકાણે નાંખશો અને આવા સુભ કાર્યો કરવામાં આપનો સુભ પૈસો વાપરશો અને લોકોની જીન્દગી પર્યન્તની આશીશ મેળવશો એવી મારા મિત્રની મને ખાસ ખાત્રી છે.

અનંતરાય બોલ્યા.

"ભાઇતું જવાનું કહે છે તેતો ઠીક, પરંતું આજનો દીવસ રહી જા કારણ કે આ ગરબડમાં મારાથી તમારી સાથે કે કોઇની સાથે બરાબરવાત થઇ નથી અને આ ધામધુમમાં ગુંથાવવાથી કાંઇ પણ ખુલાસો થયો નથી તેમ નીચિન્તે કોઇ વખત સાથે બરાબર રીતે બેઠા પણ નથી માટે આજનો દીવસ તો થોભીજ જાવ, અને આવતી કાલે જરૂર જજો. તેમાં મારી બીલકુલ મના નથી માટે આજ તો મારા ઉપર મેહેરબાની કરો."

ચંદ્રરાય બોલ્યો.

"વારૂ મિત્ર તમારૂ કહેવું કબુલ કરૂછું ( મણીગવરી તરફ જોઇને ) વ્હાલી આજનો દીવસ તો રોકાવવુંજ પડશે. તેમની મરજી

જી આપણુને આજ જવા દેવાની નથી, પરંતુ આવતી કાલે જવા દેવા કબુલ કરે છે, માટે તેમ કરીએ તો ઘણુ સારૂ."

મણીગવરી બોલી.

"વારૂ તેમની ખુશી તેમ છે તો તેમ કરો તેમનું દીલ દુભાવવું તે સારૂં નહી આપણુને એક દીવસમાં શું વધારે વાર થઇ જાય તેમ છે.? હજુ ચંદણીની રાતની પાર્ટીને બે દીવસની વાર છે માટે કાંઇ ફીકર જેવું નથી સામાન વિગેરે તો માણુસો પાસે ત્યાં જઇ તૈયાર કરાવવાનો છે પછી આપણુને શું હરકત છે? આપણે કયા આ પર્ટી માફક મોટી પારટી કયાં કરવી છે આપણી પાર્ટી તો જેવી દીવાલીમાં થઇ હતી તેવીજ કરવાની છે એટલે કાંઇ અડચણ જેવુંડ નથી પરંતુ કેવળદાસને, રશોઇઆને, અને ચાકરને, આજ મોકલાવીદો હવે અહિં સઘળુ પતિ ગયુંછે. તેમનો ત્યાં ખપ ઘણો હશે વળી આપણો રામો પણ ઘર આગળ જઈ ઘર પણુ સાફ સુફ કરી તૈયાર કરી રાખશે માટે તેમ કરો તો ઘણુ સારૂ."

ચંદ્રરાય બોલ્યો.

"વારૂ પ્રીયા તેમ કરીશું ( કેવલદાસ તરફ જોઇને ) કેવલદાસ તમે માહારાજ અને રામો આજના મેલમાં ઘર તરફ રવાના થાઓ કારણુ તમારી ત્યાં ઘણી જરૂર હશે માટે તેમ કરો તો ઘણું સારૂં કેવળદાસ બોલ્યા—જી, ઘણી ખુશીથી "

આ પ્રમાણે વાત થયા પછી કેવળદાસ માહારા અને રામો ત્યાથી નીકળી ટ્રેન ઉપર આવ્યા અને ટ્રેનમાં બેસી રવાના થયા.

અનંતરાય સર્વ કામથી પરવારી ચંદ્રરાય અને મણીગવરી બેઠા હતાં ત્યાં આવ્યા અને અને બોલ્યા.

"કેમ ભાભી તમારા નવિન નગર કરતા અહિ ગમે છે કે નહિ, તમરા નવિનનગર જેવું અહિં કયાથી લાવીએ નવિનનગર તો એક નવિનનગરજ છે જેવું નામ છે તેવાજ તેનામાં ગુણ છે."

મણીગવરી બોલી.

"નવિનનગર કરતાં મનેતો અહિં ઘણું સરસ લાગે છે પરંતુ તમારા ભાઇને અહિંનું પાણી માફક આવતું નથી તે માહા દુઃખ છે. બાકી મને તો અહિં ઘણું પ્રિય લાગે છે, નવિનનગર તો આના કાંઇ ભી સામમાંજ નથી." અનંતરાય બોલ્યા.

"વારૂ હવે જશો તો ક્યારે પધારશો ? અને ક્યારે દરસ દેશો ? તમે તો ઘણુંજ મુંઘા લાગો છો તમારા દરશન તો દેવતાને દુલ્લભ છે. મારા ભાઇ આવ્યા હતા ત્યારે એકલા આવ્યા હતા. અને જ્યારે તાર કરી તમને બોલાવ્યાં ત્યારેજ આપતો પધાર્યા છો." મણીગવરી બોલી.

"ત્યારે તમેજ નવિનનગર પધારોને,અમે તો અહીં ઘણી વખત આવીએ છીએ પણ તમેતો મુદલ તે તરફ આવતાજ નથી. વળી પાછા મશકરી કરોછો. માટે અમારી સાથે તે તરફ ચાલો. ત્યાં પરમ દીવશે પાર્ટી છે ત્યાં તમને ઘણો આનંદ થશે. માટે પધારો તો મોટી મેહેરબાની થાય." અનંતરાય બોલ્યા.

"ઘણી વખત આવીશું. હાલમાં મારે ઘણું કામ છે માટે માફ કરો વળી કોઈ વખત પ્રસંગ આવે જોઇ લેવાશે. ઘણી વખત આવીશું. આવીશું ત્યારે સામુ પણ નહિ જુઓ." મણીગવરી બોલી.

"ક્યે દીવશે આપ ત્યાં પધાર્યા છો અને અમે આપને માન આપ્યું નથી અને બોલાવ્યા નથી ?" અનંતરાય બોલ્યો.

"એતો હું સેહેજ કહુંછું રીસ ન ચઢાવતાં હું તો હસુછું, ઘણી વખત આવીશું. હાલમાં અમારે અહિં કામ છે તેથી હાલમાં તે તરફ અવાય તેમ નથી નહિં તો શુભ કાર્યમાં ભાગ લેવા કેમ ન આવું." સુમનગવરી બોલી.

"મણીગવરી બેહેન. ત્યારે એક અઠવાડીયું વિશેષ રોકાયાં હોત તો શું થઇ જાત. આટલામાં તમે શું રહ્યાં અને શું જોયું રહ્યાં હોત તો કાંઇ નુકશાન થવાનું હતું?" મણીગવરી બોલ્યાં.

"ત્યારે તમે તે તરફ આવ્યાં હોત અને અમારૂં મકાન પાવન કર્યું હોત તો તમને કાંઇ નુકશાન થવાનું હતું અમારેતો જો અહિં વધારે રોકાઇએ તો ભારે નુકશાન થાય તેવું છે. માટે તમો ત્યાં પધારો તો ઘણી મોટી મહેરબાની થાય." સુમનગવરી બોલ્યા.

"હાલમાં નહિ, થોડા દીવસ પછી જરૂર ત્યાં આવીશું તમારા સમ ખાઇને કહુંછું કે થોડા દીવસ પછી જરૂર અમે તે તરફ આવીશું."

આ પ્રમાણે વાત કરે છે એટલામાં રાત્રીના અગીઆર વીતી જવા આવે છે એટલે સર્વે પોતપોતાની પથારીમાં પોઢી જાય છે,

અને બીજે દીવસે સવારના પહોરમાં મણીગવરી અને ચંદ્રરાય પોતાનો સામાન નોકરો પાસે તૈયાર કરાવી બંને તૈયાર થઇ જાય છે. એટલે અનંતરાય પોતાની વીકટોરીયા મંગાવી સ્ટેશન સુધી પોતે તથા સુમનગવરી તેમને વિદાય કરવા સારૂં જાય છે ચંદ્રરાય અને મણીગવરી ફર્સ્ટ ક્લાસની ટીકીટ કરાવી ટ્રેનમાં ચઢી બેસે છે ટ્રેન થોડીકવાર પછી ઉપડી જાય છે એટલે અનંતરાય ચાલતી ગાડીએ છેવટના દુરથી સલામ કરી સુમનગવરી સાથે ફીકે ચહેરે પ્લાટફોર્મની બહાર આવી પોતાની વીકટોરીઆમાં બેશી પોતાના મકાન તરફ જવાને પાછા ફરેછે. બાદ થોડીવારે પોતાના મકાનમાં આવી દાખલ થાય છે. અને પોતાના કામમાં અનંતરાય અને સુમનગવરી ગુંથાઇ જાય છે.

ચંદ્રરાય અને મણીગવરી સંધ્યાકાળે નવિનનગર શેહેરમાં આવ્યા અને એક ગાડી જોડાવી પોતાના ઘર તરફ તાબડતોબ રવાના થાયા.

ચંદ્દરાય અને મણીગવરી પોતાના ઘર અગળ આવી. ગાડીનો શ્રમ પડવાથી જરા પથારીમાં આડા થયા અને બીજે દીવસે પાર્ટિ માટે સગવડ કરવા માણુસોને ફરમાવ્યું એટલે સર્વે સાહીતો માણુસો જલદી તૈયાર કરવા મંડી પડયાં.

---

## પ્રકરણ ૩ જું.

### ચંદ્રણી રાતની પાર્ટી અને ભાષણ સાથે મીટીંગ.

દોહરો.

ભાષણ કીધાં પ્રેમથી, મળી સભા સૌ જ્યાંય:
સર્વે બોધ સમજી ગયાં, સઘળા જન જે ત્યાંય.

સુર્યં અસ્ત થઇ ગયો હતો, રાત્રી અજવાળી હતી, પુર્ણ ચંદ્રમાનું પુરતુ અજવાળું આ બેહુબ ખીલી નીકળ્યું હતું. તે વખતે નવિનનગર શહેરના દરવાજા બાહાર વાડીમાં ચંદ્ર અને મણી તેમજ કેટલાક શેઠીઆઓ તેમજ પારસી યુરોપીયનો તેમજ દરેક સુધરેલા સજ્જનો સજોડે આ પાર્ટિમાં ભાગ લેવા પધાર્યા હતા. કેટલાક યુવાંન સ્ત્રી પુરૂષો રબર ટાઇરર, તેમજ ડોકીઆર્ટ, તેમજ બાયસીકલો, સીઘરામ, વિગેરેમાં બેશી આમથી તેમ અને તેમથી આમ એમ પાર્ટીઓ મુકતા હતા. બાદ રાત્રીના દસ વાગ્યા એટલે સર્વે સજ્જનો વાડીની બેઠકમાં

પધાર્યા આ વાડીને આજુ બાજુથી રૂશનાઇથી બરાબર રીતે સણ-ગારવામાં આવી હતી. અંદરની બાજુ ચાર વીજળીક લાઇટો જગ-ઝગાટ સળગી રહ્યા હતા. બાગમાં સઘળે ઠેકાણે સુંદર ટેબલો ગો-ઠવી દીધાં હતાં ટેબલોની સાથે નાજુક નાજુક ખુરસીઓ. ગોઠવી દીધી હતી આ બાગને શણગારેલો હતો તેથી કોઇ દુરથી જોતું તો ખાસ હીરામેહેલ શમાન થઇ રહ્યો હતો.

આ વાડીમાં સોડા, લેમોનેડ, ચાહ, કોફી, મેવા, મીઠાઇઓ,-અત્તર, ગુલાબજળ, પાન, સોપારી, ઇલાઇચી, વિગેરે કેટલીક અવનવી ચીજો નોકરો પાસે મંગાવી ટેબલ ઉપર ગોઠવી દીધી હતી.

પાર્ટીમાં જેમ શજજનો આવતા હતા. તેમને ચંદ્રરાય હાથ મીલાવી સારી રીતે માન આપતા હતા. અને તેમને યોગ્ય યોગ્ય બેઠકે બેસાડતા હતા. સ્ત્રી વર્ગ આવતું તેમને મણીગવરી અને તેનીબીજી કેટલીક સાહેલીયો સારી રીતે માન આપી હાથ મેળવી તેમને પણ ઘટતી જગ્યાએ બેસાડતા હતા.

પાર્ટીમાં આવેલા સજ્જનોને ચાહ કોફી સોડા. લેમોનેડ જે જેને જોઇએ તે લાવી ને ટેબલ ઉપર મુકતા હતા.

આ પાર્ટીમાં ચંદ્રરાયે લગભગ પાનસો રૂપિઆ. ખર્ચ કર્યો હતો સર્વ સજ્જનો પાર્ટીથી પરવાર્યા એટલે તુરત ભાષણ હોલ આગળ આવ્યા.

આ પાર્ટીમા મમજુ બાઇ અને તેના વૃદ્ધ પિતા. તેમજ તેની માતા અને તે સિવાય બીજા ઘણા ઘણા હાજર થયા હતા.

શરૂ આતમા ચંદ્રરાયે નીચે પ્રમાણે ભાષણ કર્યું

મેહેરબાન બાનુઓ અને ગૃહસ્થો આજનો દીવસ તદ્દન ખુ-શાલી માટેજ છે માટે તે પ્રસગમાં મને એક બે સ્વાલ પુછવાની ઉત્કંઠા થઇ છે. તેથી તે સ્વાલો આપ સહૂ ગૃહસ્થો સમક્ષ મુકું છું

ગૃહસ્થો આજકાલ માહારી દ્રષ્ટીએ બાળ રંડાઓ બીચારીઓ ઘણીજ માલુમ પડે છે. તેમને તેમનાં કૃરમાંબાપો પૈસા, અગરતે પૈસાદાર માણુસો, અગરતો મ્હોટા મ્હોટા માળાવાળા પાત્રો શોધે છે. પણ એમ વિચાર નથી કરતાકે આ ઘરડો વર છે તેના શરીરમાં કાંઈ દૈવત નથી, ચાલવાની તેનામાં બીલકુલ સત્તા નથી, અગર તે, ભણેલો નથી, વિવેકી નથી લાયક નથી, દીકરી કરતાં નાની ઉમરનો છે કે મોટી ઉમરનો છે. માટે મારી દીકરીની જીન્દગી

ભમકશે તે પ્રમાણે વિચાર તો કોઇ પણ કરતું નથી અને ફક્ત પૈસાની લાલચમાંજ રહી માંછલાની જાળમાં જેમ ભોઈ માંછલીને ફસાવી લેછે, તેમ પૈસાની ખાતર દીકરીને માંછલાની જાળમાં ફસાવેછે. શોક છે તેવાં માબાપને, કે તેમ કરવાથી શું પરીણામ આવશે તે પરતો તે બીલકુલ ધ્યાંન આપતાજ નથી અને જેમ ઢોર ચલાય છે તેમ દીકરી નો વિચાર કર્યા વિના આગળ પગલાં ભરી જીન્દગી બગાડે છે.

બાંનુંઓ, અને ગૃહસ્થો, તેઓ આ પ્રમાણે વરતે છે તેથી છોકરીનું બીચારીનું પરીણામ કાંતો કુચાલની નીકળે, કે કાંતો વટલાઈ જાય, અગર જો છોકરી કદાચ સારી હોય તો બીચારી મનમાં મુઝાઈ મુઝાઇને મરી જાય, અને ઘરનું આંગણું છોડી બહાર નીકળે નહિં, અને દીવસે દીવસે સુકાઇને સાલ બની જાય. અને લાજ મર્યાદાવિનાની હોયતો તેનેતો કહેવાની વાતજશી ! પરંતુ તેમ થતું અટકાવવાને આપણે પેહેલો ઇલાજ સોધી તેન થતું અટકાવવું જોઇએ. માટે મિત્રો મ્હારો સ્વાલ એજ છે કે.

એકતો બાળ લગ્ન થતાં અટકે તેને માટે પ્રયત્ન યોજવો જોઇએ. બીજું કદાચ દૈવ ઇચ્છાએ તેમ થઇ ગયું હોય અને અનાથ બાળા રંડાઇ હોયતો તેની સંમતી લઇ પુનર્લગ્ન કરવા સારૂ પ્રયત્ન યોજવો જોઇએ. અને કંન્યા વિક્રય થતો અટકાવવો જોઇએ.

પૈસાની ખાતર ઘણાના માબાપ દીકરીનો જન્મારો આખો એળે કાઢેછે અને ઘરડા વરને દેછે, તે પણ બીલકુલ બંધ કરવું જોઇએ.

આર્ય ગૃહસ્થો. હું આપને એમ કહેવા નથી માગતો કે તમો "બાળ લગ્ન" અને કંન્યાવિક્રય કરી પુનર્લગ્ન કરો. પરંતુ મ્હારો ભાવાર્થ એમ કેહેવાનો છેકે. "બાળ લગ્ન" અને "કન્યાવિક્રય" જો કદાચ બંધ થાય તો પછી આગળ રંડાપાનો ભય રહેતો નથી. રંડાપાનો ભય રહેતો નથી તો પછી પુનર્લગ્ન કરવાની વખત આવવાનીજ નથી. માટે મુદ્દામાં પેહેલું બાળાઓના હીતમાં એજ કરવાનું છે કે "બાળ લગ્ન" "કન્યાવિક્રય" અને કજોડું. આ ત્રિવિધ થતાં બંધ થાય તોજ આર્ય બાળાઓના હિતમાં એકદમ ફાયદો થાય અને તેઓ આખો જન્મારો સુખમાંજ દીવસો કાઢે. પરંતુ તે ત્રિવિધ બંધ થાય તોજ તેમ થવા સંભવ છે. તેમ થવાની ધારણા નક્કી થાય તોતે છોકરીઓને નાનપણમાં અભ્યાસ પણ બરાબર

થાય, અભ્યાસમાં બીલકુલ વાંધો આવે નહિં, વળી છોકરીઓને અભ્યાસ કરાવવાથી તેનામાં વિશેષ હુશીઆરી આવે છે, કોઇ રીત પણી તેનામાં ખોડ ખાંપણુ રહેતી નથી. માટે છોકરાંઓને ભણાવી કેળવણી આપવાથી તેમના ભવિષ્યમાં આખર પર્યન્ત સુખજ મળે છે. વળી ઉપર બતાવેલા ત્રણ વિષયો થતાં અટકે તો બચ્ચાંઓના હિતને અસંખ્ય ફાયદો થાય છે. અને તેથી ફરી આગળ પુનર્લગ્ન કરવાની વખત ભાગ્યેજ મળે છે. માટે તેમ થાય તોજ આર્ય બાળકોના હિત સચવાય. માટે ગૃહસ્થો !

જે જે કાર્યો ભુલમાં આગળ થઇ ગયેલાં હોય તેતે કાર્યોને માટે બાળાઓની સંમતિ લેઇ પ્રભુ પાસે માફી માગી તેમનો જન્મ સુધારવો અને આગળ તેવો વખત કદી ન આવે તેવા પ્રયત્નો જરૂર યોજવા કે જેથી દુન્યામાં આર્યબાળાઓને સુખ શિવાય બીજું કાંઇ જોવામાં આવેજ નહિં.

આ બતાવેલાં કાર્યો કરવાં યા ન કરવાં તે આપ ગૃહસ્થોના હાથમાં છે, માટે જો યોગ્ય લાગે અને ખરૂં હોય અને સુખી નીવડશે એમ ખાત્રી થતી હોય તો ઉપર બતાવેલા બોધ પ્રમાણે વર્તવું એ મ્હારૂં કહેવું છે.

ચોથું એ કે ઘણા મનુષ્યો તો વળી ઘર, બાર, બંગલા, પૈસો વિગેરે જોવા સારૂ પોતાની દીકરીને મોટીકરી દીકરી કરતાં પણ ચાર પાંચ વરસે નાંનો મુરતીઓ જોઈ કજોડાંનો ઘાટ કરેછે અને તેની જીન્દગી એળે ગાળે છે. તે પણ અવશ્ય સુધારવા પ્રયત્ન યોજવો જોઇએ.

દીકરીઓને રંડાયલી ઘરમાં જેમની તેમ રાખવી ન જોઇએ, કારણ તેમ કરવાથી દીકરી કુચાલની નીકળે છે. વળી કુચાલની નીકળવાથી તેને ગર્ભ રહેછે ને તે હત્યા કરે છે. માટે તેમ ન થવા દેતાં સીધો રસ્તો પકડી તેનો જન્મારો સુધારવો અને થતી હત્યા અચકે તેમ થવા સારૂ પ્રયત્ન કરો તો કેવું સારૂ ? કે સર્વના દીવસો આનંદમાંજ જાય.

ભાઇઓ, સર્વ બંધુઓ મ્હારા ઉપર કહેલા સ્લાક પ્રમાણે વર્તે અને તેમ થતાં સર્વ સુખી ન થાય તો તેનો જુમ્બોક મ્હારા સીરપર લઉં છું.

આ ભાષણ સાંભળી મી. પ્રેમરાય જેસલેર બોલ્યા. મિત્ર હું તમારા મતને મળતોજ છું અને સર્વ બંધુઓ પણ સમજી તો ગયા

હને કે આ સ્વાલો બરાબર છે. ભાઇઓ મ્હારા પિતાજીએ મ્હારી બેહેનના લગ્ન એક ઘરડા બુઢ્ઢા સાથે કીધાં હતાં, તે બુઢ્ઢો લગ્ન કીધાં પછી. લગભગ છ માસે દેવલોક થઇ ગયો હતો. પછી મેં મ્હારા મનની સાથે વિચાર ધાર્યો કે પિતાજી છે ઘરડા, તે પુનર્લગ્ન કરવા સારૂ નાજ પાડશે. તેથી તેમનાથી ચુપકી રીતે જે મ્હારી બ્હેન બાળ રાંડ છે તેને મેં તેનું હીત ચાહી મ્હારીજ ન્યાતના એક ગૃહસ્થ છબીલરાય પાઠકીયા સાથે તેના પુનર્લગ્ન કીધાં છે. હાલ તે ઘણાંજ સુખી છે, તેમની સ્થિતિ પણ ઘણી સારી થઇ ગઇ છે. ને ઘણાજ આનંદમાં રહે છે, આ લગ્ન કીધાથી મ્હારી બેહેન મ્હારી ઘણીજ મેહેરબાની માનેછે, પરંતુ તે દીવસથી મ્હારા પીતાજીએ મને ઘરથી દુર કર્યો હતો. પરંતુ તે પણ હાલતો આવો સરસ બનાવ જોઇ મ્હારા ઉપર ઘણો પ્રેમ રાખે છે અને ત્હેમણે પાછો ત્હેમના ભેગો બોલાવી લીધો છે. મ્હારી બેહેન કમળાગવરી ઘણીજ ગરીબ અને નમ્ર સ્વભાવની તેમજ સારી કેળવણી પામેલી છે. તે મને પેહેલાં કરતાં તેના પુનર્લગ્ન કીધાં પછી વિશેષ ચાહાય છે. મ્હારા પીતાજીની દુરમતિ પણ આ લગ્ન કીધાંથી અને તેનું સુખ જોયાથી તદન દુર થઇ ગઇ છે. તદન મ્હારા મતનેજ મળી ગયા છે. તે પણ હવે મ્હને દરરોજ એજ શીખામણ આપ્યા કરેછે કે. કોઇ પણ બાળરાંડ હોય અને તેની ખુશી હોવતો સારૂ પાત્ર જોઇ તેના પુનર્લગ્ન કરાવવા મદદ કરજે, તેવી મને દરરોજ તે ભલામણ કરે છે.

આ પ્રમાણે પ્રેમરાયનું ભાષણ પુરૂ થયું એટલે મી. કાવસજી કોટવાલે નીચે પ્રમાણે ભાષણ શરૂ કર્યું.

તમ્હારી ન્યાતમાં તદન ખરાબ રીવાજ છે. હમારામાં તો બિલકુલ બચપનમાં લગ્ન કરવાનો રીવાજજ નહિ. તમારા વાંનીઆઓ તો પૈસાના ઘણા કંજુસ અને તદન બેદરકારી હોય છે. હમારામાંતો પુખ્ત ઉમર થયા સિવાય લગન કરવાનો રીવાજજ નથી. હમોતો જે પ્રસન્ન કરીએ તેજ વરની સાથે લગ્ન કરીએ. હુંતો તમારા હીંદુઓના રીવાજોથી તદન કંટાળી ગયો છું. મને તમારા હીંદુઓના રીવાજ કે તેઓની ટેવ બીલકુલ પ્રસન્ન નથી, પણ શું કરૂં મ્હને તેઓનાથી દરરોજ વ્હેવાર છે માટે લાચાર છું, નહિ તો હું તેઓની સાથે બીલકુલ સંબંધ નજ રાખતે. પેહેલો તો તેમનો બચપણમાં લગ્ન કરવાનો રીવાજ તદન ખરાબ છે. બીજું તેઓ પોતાની છોકરીઓને પૈસા

માટે વેચે છે, વળી રંડાય છે છતાં પણ પુનર્લગ્ન કરતા નથી. એટલે તે જુવાન છોકરીઓ તદન દુનિયાથી ઉલટી રીતે વર્તે છે છતાં તે ઓના અણુસમજુ માબાપો તેઓની બીલકુલ દરકાર કરતા નથી અને તેઓ તેથી તદન બ્હેકી જાય છે. તોબા. તોબા. તમારા હિંદુઓના રીવાજનેતો તોબા, તેવી વાતો સાંભળીનેતો મારૂ ભેજું બી ખસી ગયું. મ્હનેતો આ તદન ખરાબ લાગે છે. પન ખોદા કરેને તેઓનો ખોટો રીવાજ દુનિયાપરથી તદન નાબુદ થાઓ.

કાવસજી કોટવાલનું ભાષણ પુરૂં થયા પછી પ્રેમરાયની બ્હેન કનળાગવરી. હર્ષભેર ભાષણ કરવા ઉભાં થયાં.

ભાઇઓ અને બ્હેનો મ્હને મ્હારા પિતાજીએ મારૂ કુળ જોઇ ઘરડા વર સાથે પરણાવી હતીને પરણાવ્યા પછી લગભગ છ માસે મ્હારા પરણેત પતિ ગુજરી ગયા હતા, ત્યારે હું લગભગ તેર વરસની હતી, મેં મ્હારા પુનર્લગ્ન કરવા સારૂ મહારા પિતાજીને ઘણું કીધું હતું પરંતુ તેમણે બીલકુલ માન્યું નહિં, હું ઘણીજ મું-ઝવણમાં આવી જતી હતી, મ્હને બીલકુલ ચેન પડતું ન્હોતું. પછીથી મ્હારા ભાઇના મિત્રોની સાથે મેં મ્હારા ભાઇને કહેવડાવ્યું તેથી મ્હારા ભાઇને મ્હને બાળરાંડ જોઇ ઘણીજ દયા ઉપજી તેથી તેણે મ્હારા પિતાજીની પણ દરકાર નહિં કરી અને મ્હારા પુનર્લગ્ન ઘણા ઉમંગ સાથે અમારી ન્યાતીના મી. છબીલરાય સાથે કીધાં જેથી હું ત્યારથી હાલ પર્યન્ત ઘણીજ ખુશીમાંછું હું ધારૂંછુંકે પોતાની ઇચ્છાથી જે માણુસ ઉમંગ સાથે પુનર્લગ્ન કરે છે તે માણુસ સદાકાળ સુખીજ થાય છે. મ્હારા વ્હાલા ભાઇએ મ્હારાં લગ્ન કરી આપ્યાથી તેના ઉપર મ્હારા પિતા ઘણાજ ગુસ્સે થઇ ગયને તેને ઘરથી પણ બાહાર કાઢયો હતો. હાય! બ્હેનોના હિત સારૂ બાઇઓને પણ ભારી દુઃખ ભોગવવાં પડે છે. ધન્ય છે, એવા ભાઇઓને કે દુઃખી બ્હેનોના દુઃખ જોઇ દયા લાવી આખા જન્મને માટે સુખી કરે છે. માટે જો તેવા ભાઇઓ હોય તો તેવા ભાઇઓના તો હાથ પગ ધોઇ પીજવા જોઇએ. મ્હારા પુનર્લગ્ન થયા પછી હું હાલ વધારે સુખી થવા લાગી છું અને મ્હારા પિતાજીને ખબર પડી એટલે તે મ્હારા ભાઇને ઘણા કાલાવાલા કરવા લાગ્યાછે. વળી મ્હારા ભાઇને તેમણે પોતાના ઘરમાં રાખ્યોછે, ને તેને ધંન્યવાદ આપે છે અને મ્હારૂં સુખ જોઇ સદાકાળ તે પોતાના હૃદયમાં રાજી થાય છે અને ત્યારબાદ મ્હારા વ્હાલા ભાઇને પોતે શાબાશી આપતા જાયછે.

કોઇ બાળ રાંડ હોય તેને બનતા પ્રયત્ને પુનર્લગ્ન કરાવી આવી સુખી કરવી અને તેવા કાર્યોમાં કદાચ ઘરના પૈસા ખર્ચ થાય તો પણ કરવા અને તેઓને આખા જન્મને માટે સુખીજ કરવી તેમ દર-રોજ શીખામણ આપે છે અને મ્હારા ઉપર અત્યંત પ્રીતી રાખે છે. પુનર્લગ્ન કીધા પછી મ્હારા વ્હાલા પતિ છબીલરાયે મને થોડોઘણો અભ્યાસ પણ કરાવ્યો અને કેળવણીનું જ્ઞાન આપ્યું જેથી પેહેલાં કરતાં મ્હારામાં હાલ હજાર દરજ્જા જેટલો તફાવત પડી ગયો છે. અને હું સુખીઆ કરતાં પણ વિશેષ સુખી છું એમ ધારૂં છું. માટે બાઇઓ અને બેહેનો જો આપને મ્હારાપર વિશ્વાસ હોય અને મ્હારી વાત ખરી માનતા હોતો આર્યબાળાઓને મારી માફક વર્તી આખા જન્મને માટે સુખીજ કરશો એવી મારી નમ્રતાથી વિનંતી છે.

કમાગવરીના ભાષણ કરી રહ્યા બાદ સમજુ બાઇ કે જેને તેના બાપે ઘરડાવર સાથે પરણાવી હતી, અને કુચાલે હદપાર ચાલી નીકળી હતી, અને પાછળથી બોધ મળવાથી સુધરી ગઇ હતી અને સુખી થઇ હતી તે બાઇ આનંદભેર ભાષણ કરવા લાગી.

બાઇઓ અને બેહેનો મને મારા પીતાજીએ પૈસાની ખાતર વૃદ્ધ સ્વામી જોઇ દીધી હતી, તેથી તે લગ્ન કીધાં પછી લગભગ ચારે વરસે ગુજરી ગયો હતો મારી ઉમ્મર જ્યારે મ્હને પરણાવી ત્યારે નવ વરસની હતી અને જ્યારે હું રંડાઇ હતી ત્યારે મને તેર વરસ-ની વય થઇ હતી મ્હારા માંબાપ મારા રંડાયા પછી પુનર્લગ્ન કર-વાને સારૂ ચોખ્ખી નાજ પાડતા હતા. પરંતુ મ્હારાં શુભેચ્છક પાડોશીઓ તેમને ઘણી શીખામણ આપતા પરંતુ પૈસાના મદમાં ઘરડી ચાલના રીવાજથી તદ્દન નાજ કહેતાં. પરંતુ જ્યારે તેમની પાસે બીલકુલ નાણાં આવી રહ્યાં અને તદ્દન નીરધન બની ગયાં ત્યારેજ તેમણે તેમ કરવા હા પાડી. અને પછી પુનર્લગ્નમાં સારી રીતે સાંમેલ રહ્યા.

આ પુનર્લગ્ન કર્યા પહેલાં અને ઘરડા વર સાથે લગ્ન કર્યા પછી હું એવીરીતે કુચાલે ચાલતી કે હું કોઇની પણ દરકાર ક-રતી નહિં.

આ રસ્તે જવાનું કારણ ફક્ત મારા અણસમજુ માબાપજ હતાં તેથી ખરાબ રસ્તે ચઢાવનાર મ્હને એક મોંઘી નામની સખી-પણી મળી હતી તેથીજ કારણ બન્યું હતું.

આ પુનર્લગ્ન કરાવવામાં મ્હારા વ્હાલા ચંદ્રાવકલાએ અને

મ્હારા વ્હાલાં મણીગવરીકાકીએ માહા મુશીબત વેઠી હતી અને તેમણે મ્હારાં પુનર્લગ્ન માહારા વ્હાલા પતિ છબીલદાસ સાથે કરા-વી આપ્યાં અને તેઓ મ્હારા ઉપર અત્યંત પ્રેમ રાખે છે આ લગ્ન કીધાથી મ્હારી ચાલમાં અને મ્હારી રીતભાતમાં ઘણો તફાવત પડી ગયો છે. મ્હારા પુનર્લગ્ન તેમણે કરાવી આપ્યાં છે તેથી તેમનો તો હું આખા જન્મને માટે આભાર કદી નહીંજ ભુલું. અને પ્રભુ ભુલાવવા વખત કદી આપે નહિં તેવી વીનંતી કરૂંછું. અને તેમનું જોડું પ્રભુ અખંડસૌભાગ્ય રાખે તેવી દરરોજ પ્રભુ પાસે પ્રાર્થના કરી નમન કરી કહુંછું.

માટે ભાઇઓ અને બેહેનોને વિનંતી કરૂંછું કે બાળલગ્ન ન કરવાં, તેમ કંન્યાવિક્રય ન કરવો. તેમ કદાચ પ્રભુકૃપાએ બાળ રાંડ કોઇ થઇ હોય તો તેના પુનર્લગ્ન ઘણા ઉમંગ સાથે કરી તેમને સુખી કરવાં તેવી મ્હારી ખાસ જાત માહેતીથી ભલામણ છે. તેમ કરશોતો સર્વ બાળા-ઓનો આખો ભવ સુધરશે, તેમજ તે કુચાલે જતી પણ અટકશે, કેળવણી પામશે, બુદ્ધિ આવશે, વિવેક વધશે, તેમજ આખો જન્મારો સુખી થશે અને તેમ કરી આપનારને તે અંતઃકરણથી આશીશ આ-પશે. અને તેમનો મ્હોટો આખા જન્મનો આભાર માનશે. માટે ભા-ઇઓ અને બેહેનો તેમજ વૃદ્ધ વડીલો, આ બતાવેલો સુગમ માર્ગ ઝા-લવા કદી કાળે ચુકશો નહિં. અને તેમ વર્તી અબળાઓને સુખી કરશો એવી મ્હારી વિનંતી છે. મ્હરા પુનર્લગ્ન જ્યાંસુધી નહોતાં કીધાં ત્યાં સુધી મ્હને મ્હા ભારે દુઃખ પડતું હતું હું ઘણી મુંઝવણમાં આવી જતી અને હર વખતે મને ખોટા ખોટા વિચારો આવતા, તે વિચારોને હું ઘણી અટકાવી રાખવા જતી, પરંતુ દુષ્ટ કામથી તે દુષ્ટ વીચારો બીલકુલ દુર જતાજ નહિં અને તે મને એક ચિત્ત ભમવાયા ની માફક થતા હતા પરંતુ જ્યારે મ્હારા માંબાપના કઠીણ હૃદયો જરા જરા કોમળ થવા લાગ્યા, તેમાં વળી ચંદ્રરાય કાકા જેવાં અને મણીગવરી કાકી જેવાં તેમજ રત્નગવરી જેવાં તેમને શીખામણ દેનાર મળ્યાં એટલે તો પછી તેમણેજ પોતાની મળે મ્હારા પુન-ર્લગ્ન કરવા ખુશીથી હા પાડી અને મારા લગ્ન કીધાં, કે જેથી હું આખી જીન્દગી પર્યન્ત સુખી થઇ અને તેથી પણ વિશેષ સુખી થઇશ એમ હું માનુંછું મારા હાલનાં દેખાવ ઉપરથી અને મારી હાલની સ્થીતી ઉપરથી મને પુર્ણ આશાછેકે મ્હારી આખી જી-દગી ફક્ત આનંદમાંજ જશે, સુખીછું અને સુખી થઇશ એમ-

અને પુર્ણ આશા રહે છે. માટે ઉપરના વિચારો બતાવ્યા પ્રમાણે કરશો અને પોત પોતના બાળકોને સુખી કરશો અને તેમની આશીશ મેળવશો એવી મને આપ સદ્ ગૃહસ્થો તરફની પુર્ણ આશા છે. માટે તેનો એક જુદોજ દાખલો આપુછું તે એક ચીતે સાંભળી ધ્યાંનપર લઇ વિચાર કરશો અને યોગ્ય લાગે તો મારા કહેવા પ્રમાણે વર્તશો. એવી અરજ છે.

એક વખત હું મારા પુનર્લગ્નના પતિ સાથે બંગાળા તરફ ગઇ હતી, ત્યારે અમે ત્યાં એક મારા પતિના મિત્ર બાબુ મણીધરનાથ ને ત્યાં મુકામ કર્યો હતો તે બાબુને ત્યાં એક સફેત કુતરો પાળેલો હતો તે કુતરાને શાચવવા માટે અને કુતરાની ચાકરી કરવા માટે તેમના મિત્રે એક પગારદાર નોકર ખાસ તેને માટેજ જુદો રાખ્યો હતો.

તે કુતરાને તે નોકર દરરોજ સાબુથીજ નવડાવતો અને તેને સ્વચ્છ રાખતો, શેઠ જેવી ચીજ ખાતા તેવી ચીજ અને તેજ ચીજ આ કુતરાને પણ ખવડાવતા, આ કુતરાનું જતન એવી તો, શરસ રીતે કરતા કે તેને દરરોજ ત્રણ વખત સારૂ સારૂ ખાવાનું મુકતા, તે કુતરો આવી રીતે પોતાનું જતન થતું હતું તેથી હરદમ પુંછડી હલાવી મોજમાં રહેતો હતો.

એક દીવસ એવો બનાવ બન્યો કે આ બાબુની પાડોસમાં કોઇ ગૃહસ્થ ન્યાત જમાડતો હતો. તે વખતે ન્યાતના માણસોનાં ભાણામાં ઉમદા ઉમદા વસ્તુઓ પીરસી દીધેલી હતી. કુતરાને દરરોજ બાબુ તેના ગળામાં ફકત પટો રહેવાદઇ છુટો રાખતા હતા, આ કુતરાની ઉમર લગભગ ત્રણ ચાર વરસશની હતી, તે શરીરે રૂષ્ટ પુષ્ટ હતો, તે ન્યાત જમતી હતી ત્યારે પોતાના આંગણામાંજ બેઠો હતો, ન્યાતના પકવાનો અને બીજી ચીજો એવી સરસ હતી કે ભલભલા માંણુસનું તે ચીજ ખાવા મન ન કરે તેમ નહોતું તેવી ચીજો હતી. અને કુતરો આંગણામાં બેઠો હતો ત્યાં એક દયાળુ માણસે કુતરૂ જાણી થોડું ઘણું પકવાન અને બીજી કેટલીક સ્વાદીષ્ટ ચીજો મુકી દીધી છતાં પણ કુતરૂતો તે ચીજોના સામુ પણ જોતું નહોતું અને તે ચીજોને સુંઘતું પણ નહોતું. તેનું કારણ માત્ર પોતાના ધણીના ઘરમાં તેને જોઇતી તમાંમ ચીજો અને સઘળુ સુખ મલતું હતું તેથી તેને તે ખાવાની બીલકુલ દરકાર નહોતી તેથી તે ચીજ તે કુતરાએ ખાધી નહિ અને જેમની તેમ પડી જ રહેવા દીધી.

આહા ! હા ! ! હા ! ! ! આ એક નીચામાં નીચુ અબાચક જાનવર કુતરૂં તે પણ સમજી ગયું કે ધણીના ઘરમાં મારી ઘણી તેહનાત થાય છે, ઘણું ખાવાનું મળે છે, માટે તે નજખાવું, તેમ જાણતું હતું. ? ઠેકાણા વાળા કુતરાંને શાંની દરકાર હોય જેને ઠામ મળ્યાં તેનેતો પછી આડે દોઢે ખાવાની શી જરૂર હોય ?

જરૂર તો ફકત જેને ઠામ ન હોય, ઠેકાણું ન હોય, રઝળતું ફરતું હોય, અને ઠેર ઠેર અથડતું ફરતું હોય, તેને કકડે કકડે સત્તર ઘરથી ખાવું પડે, પરંતુ જે ઠેકાણે છે એટલે જેને માથે ધણી છે. તેનેતો કાંઇજ દરકારનથી.

હાય ! કુતરાજેવા જાનવર સમજે છે પરંતુ જે મનુષ્યમાં ગણાય છે. અને જેને વાચા છે, બોલે છે, વાત કરે છે, માગે છે, છતાં તેઓને ભાન નથી શું અજાયબ દુન્યા છે. ?

બ્હેનો અને ભાઇઓ એક વિચાર કરો કે છોકરી રંડાંઇ હોય અને તેના માથે ધણી ન હોય ત્યાં સુધી હજારો અપલક્ષણશી એ. પણ માથે ધણી હોય તો કાંઇ પણ ખોડ કદી આવે નહી અને આખા જન્મ માટે સુધરે.જ. એક કુતરૂપણ સમજી ગયું કે એક ઘર બગાડયું સારૂ સો ઘર બગાડયાં ખોટાં સો ઘર બગાડવાથી આખરે ખોટુંજ છે.

માટે ભાઇઓ બ્હેનો અને વડીલો. આટુંકવાતમાં સમજીતો ગયા હશે.કે માથે ધણી ન હોય તો આડો રસ્તો જરૂર ઝાલે કારણ, પોતાની જુવાની ઉમ્મર શીરીતે કાઢે ? વળીતે આડે રસ્તે ચાલે, ને તેથીતો હલકી મનુષ્ય હત્યા થાય, અને સઘળા પરીણામ ખરાબ આવે. કુતરૂં બોટીલાને જન્મ આપેછે ત્યારે પોતે ખરાબમાં સુઇ રહેછે, દુખવેઠેછે, પણ બચ્ચાંનેતો તદ્દન ચોખ્ખાં મંજ સુવાડે છે. માટે સર્વમનુષ્યો ટુંકમાં સાર સમજી જઇ વિચાર કરી આ યોગ્ય બતાવેલો રસ્તો હાથ ઝાલો, કે સઘળા કુટુંબો સુખીજ થાય.

આ પ્રમાણે સમજુ બાઇનું ભાષણ પુરૂં થયુ. એટલે મણી ગવરી પોતે ઉભાં થઇ નીચે પ્રમાણે ભાષણ આપવા લાગ્યાં.

બેહેનો અને ભાઇઓ લાંબુ લાંબુ વિવેચન કર્યે કાંઇ વિશેષ નથી, પરંતુ હું ટુંક હેવાલમાં બે બોલ કહુંછું તે એક ચીતે સાંભળવા મુજબ ગરીબ ઉપર કૃપા કરશો.

શું કાર્ય કરવાથી શું ફાયદા થાય છે અને શું કાર્ય કરવાથી શું ગેર ફાયદા થાય છે તેનો આપ શુદ્ધરીતે અંતઃકરણમાં ખુલી

રીતે સમજી ગયા હશો એટલે મને વધારે કહેવા ફરજ નહીજ પડે. કારણ, જે જે માણસને જે જે પ્રમાણે પોતાને વીતીછે તે તે પ્રમાણે બીચારાઓએ પોત પોતાનો હેવાલ દર્શાવ્યો છે. તેથી પોત પોતાના હૃદયમાં સૌને ખાત્રીતો થઇજ ગઇ હશે, એમ હું માનુછું. પણ એટલું તો ખાસ ધ્યાનપરજ રાખજો કે. દીકરી વેચવાથી કે બચપણમાં લગ્ન કરવાથી કે ધરડોવર જોવાથી. કે માગ માગીઆ કે પૈસો જોઇ કજોડું કરીનેકે દીકરીઓને રાંડેલી રહેવા દઇ પુનર્લગ્ન નહિં કર્યાથી કોઇ દીવસ પોતે તેમજ પોતાનું બચ્ચું તેમજ ટુંકમાં પોતાનું કુટુંબ કોઇ કાળે કદી શુખી થશેજ નહિ.

ફકત સુખી થવાનો રસ્તો એ છે કે, સારો ભણેલો મુરતીઓ જોવો ને તેરવરસની વય થવા આવે તે પછી છોકરાને પરણાવવી. અને તેને મુરતીઓ વીસ વર્ષનો જોવો અને તેમ કરતાં તે રંડાયનો નહિંજ ને કદાચ રંડાયતો તેને તુરતજ ઢીલ નહિ કરતાં તેની સંમતી લેઇ તે વિધવા રીવાજ ન પાળી શકે તેવી હોય તો તેના પુનર્લગ્ન કરવા યત્ન કરવો. આમ કરવાથીજ સર્વ મનુષ્યના મનને આનંદ ઉપજે છે અને એથી ઉલટા જે સ્ત્રી પુરૂષો વડીલો ચાલે છે તેઓ નેતો સદાકાળ દુઃખમાંજ દીવસો કાઢવા પડે છે. અને આગારે તેને ખરાબજ પરીણામ આવે છે. માટે આ વિષયોમાં બરાબર ધ્યાન આપી સુગમ રસ્તો હાથ ઝાલો કે જેથી. ભવીષ્યમાં સુખપ્રાપ્ત થાય.

હાય! હું તો હિન્દુકોમમાં ઘણીજ બાળરાંડ અબળાને નજરે જોઉછું, અને તે જોઇ મારૂ હૃદય ભરાઇ આવે છે, મારા અંતઃકરણમાં તેને માટે ઘણો ખેદ ઉત્પન થાય છે. પરંતુ તેમાં મારો ઉપાય ચાલતો નથી. તો પણ મ્હારાથી બની તેટલી મ્હેનત લેઇ જે બેબોલ કહેવાના હતા તે સભા એકઠી કરી આપી સભા સમક્ષ કહ્યા છે.

હું ધારૂંછું કે આર્ય બંધુઓના હૃદય તેમજ આર્ય બેહેનોના હૃદય કોમળ જરૂર થયાં હોવાં જોઇએ, કારણ તેમની મુખાકૃતિ ઉપરથીજ જણાઇ આવે છે, તેથી મને લાગે છે કે ગૃહસ્થો ઉપર કહ્યા પ્રમાણે જરૂર વરતશેજ અને તેમ કરવા કદી ચુકશે નહિ, અને અનિતિનો રસ્તો કદી હાથ ઝલશે નહિં, અને આપણૂ હિંદુજાતને કદી પોકદા ન્હેંચાડશે નહિં, અને પોતાનું તેમજ પોતાના બાળ બચ્ચાંનું સદા કાળ ભલુંજ ઇચ્છશે, અને ઉપર કહ્યા પ્રમાણે વરતી બચ્ચાંઓની આશીશ અને પ્રભુની મેહેરબાની જરૂર મેળવશેજ એવી

આપ ગૃહસ્થોની આશા છે.

બેહેનો અને ભાઇઓ આસભામાં અમોએ જેજે ભાષણો ક-ર્યાછે તેતે ભાષણોમાં આપને યોગ્ય ન લાગે તેવું હોય અને યો-ગ્ય નથી તેમજ સમજતા હોતો અમારા બોલેલા બોલને માટે આ-ર્ય બાળાઓના હીત ચાહી મને માફી આપશો અને યોગ્ય લાગેતો આર્ય બાળાઓ માટે તે પ્રમાણે વર્તશો એવી આશા રાખું છું.

આ પ્રમાણે મણી ગવરીનું ભાષણ પુરૂ થયું એટલે સર્વ સ ભા હીપ હીપ હુરરે હીપ હીપ હુરરે કરી તાળીઓ પાડી ભાષણ આપનાર ગૃહસ્થોને હૃદથીજદે માન આપ્યું ને કેટલાક સમજું માણસો-એનો તેમને કીમતી ફુલના ગોટા અને હાર આપ્યા હતા ને કેટલાક સમજુ ગૃહસ્થોએ તેમના ઉપર ફુલનો વરસાદ વરસાવી નાંખ્યો હતો અને ઘણુંજ માન આપ્યું હતું તેથી સભાના આગેવાનો અને મે-મ્બરોને ખાત્રી થઈ કે આલોકોને સારી રીતે બોધ લાગ્યો છે. અને હવેથી તે ભુલ કદી કરશેજ નહિં તેવી પુર્ણખાત્રી તેઓને થઇ ગઇ હતી.

ભાષણ વિગેરે સમાપ્ત થયાપછી સ્ત્રીવર્ગમાં સ્ત્રીઓ અને રૂષ વર્ગમાં પુરૂષો સામાંસામી હાથ મીલાવવા લાગ્યા. અને પોત પો-તના વાહનોમાં બેશી ઘર તરફ રવાના થવા લાગ્યા તેમ ચંદ્રરાય મ-ણી ગવરી, ગુલાબ ગવરી, રત્ન ગવરી, કમળા ગવરી, પ્રેમરાય, છબી લરાય પારકીયા, કાસવજી કોટવાળ, છબીલદાસ વિગેરે, સઘળીસ-ભા બરખાસ થયા પછી ખુશી થતાં થતાં બગીચાની હવાખાવા લાગ્યાં અને થોડીકવાર બાદ પોત પોતાની ગાડીઓમાં બેશી ઘર તરફ તાબડ તોબ રવાના થયા.

---

## પ્રકરણ ૪ થું.

---

### ચંદ્રરાય હજનેર, અને પાછળથી આફત. અને મણી જબરીથી બચાવ.

### દોહરા.

ચંદ્રરાયે ભણતર તજ્યું ઇજનેર થવાને કાજ.
અભ્યાસ કીધો યુકિતથી નોકરી મળી સકસાજ.
જુનો ઇજનેર બહુ નડયો રચી કપટની જાળ.
દુશ્મનને ભંભેરીયા પછી દોર્યા દરબાર.
મણીગવરીએ ચીતથી સ્વાલ પુછાવ્યા ઠાર.
પોગળ સઉ પ્રકાશીયું પાપી ફસ્યા દરબાર.



ચંદ્રરાયે ચંદણીની રાત ગયા પછી અભ્યાસ બીલ કુલતજી દીધો હતો, અને ઇજનેરનું કામ શીખવું શરૂ કર્યુહતું, થોડા દીવસમાં ઇજનેરની પરીક્ષામા તે ઘેર રહી અભ્યાસ કરી પાસ થયો હતો, ચંદ્રરાય ઘણી ચપળતા વાળો તેમજ હુંશીઆર અને ચકોર હતો તેથી જે કામમાં તે પોતાનું હૃદય ઘાલતો તે કામતે પાર કર્યા વિના રહેતો નહિ. તેથી ઘેર રહી તેણે ઇજનેરનો સારો અભ્યાસ કર્યો હતો. તેથી નવિનનગર સેહેરની એક મોટી મીલમાંક્ર ૨ મહિને રૂપિયા બસોનાપગારથી પેહેલ વેહેલો દાખલ થયો હતો. તે પગારથી તેણે લગભગ ૭ માસ સુધી મીલમાં સારીરીતે કામ કર્યું. અને પોતાના મીલમેનેજરને ઘણોજ ખુશી કર્યો મેનેજર સાહેબ ખુશી થયા તેથી ચંદ્રરાયનો પગાર બસોથી ઉઠાવી પાંચસો કર્યો તેથી ચંદ્રરાય દરરોજ પોતાનું મન પ્રફુલીત રાખતો અને ઘણા હર્ષથી નોકરી બજાવતો ચંદ્રરાયના હાથ નીચે થર્ડ કલાસ ઇજનેર આશરે લગભગ બેજણ કામ કરતા હતા. ચંદ્રરાય મીલમા કાંઇ પણ કામ બગડતું તો ઘણી ચાતુર્યતાથી સુધારી આપતો તેથી શેઠના મનને ચંદ્રરાય ઘણોજ ફાવી ગયો હતો. શેઠ ચંદ્રરાયનીજ આંખે દેખતા હતા. ચંદ્રરાય કહેતો તેજ કામ શેઠ કરતા, ચંદ્રરાય કાંઇ કામ માટે ના કહેતા, અને સેઠને કોઇ કામ કરવાનું મન થતું તો શેઠ કોઇ કામ પોતાનું મન હોવા છતાં પણ પોતે કરતા નહિ અને ચંદ્રરાય બતાવતા તે કરતા, ચંદ્રરાયે લગભગ સવાજું મળી એક વરસનોકરી કરી તેમાં શેઠને પેહેલાના ઇજનેર કરતાં માલ ઘણોજ સરસ નીકળવા લાગ્યો અને માલનો ઉપાડ પણ વિશેષ થવા લાગ્યો હતો અને મીલની પ્રખ્યાતી દેશ દેશાવરોમાં વિશેષ ફેલાવાલાગી ચંદ્રરાય ઉપર ચંદ્રરાયના અગાઉ

એ ઇજનેર હતો તે તેના ઉપર ઘણોજ રીસે બળતો તેથી તે ચંદ્રરાયને ફસાવવાનો લાગ શોધતો હતો.

શેઠને અને જુના ઇજનેરને કાંઈ કામ માટે તકરાર પડી હતી અને તેવખતે તાકડે ચંદ્રરાય તેમની પાસે આવી ઉભો રહ્યો હતો, તેથી તે જગોપર તરતજ શેઠે ચંદ્રરાયને પગાર ગણી રાખ્યો હતો. તેથી આ ઇજનેર તેના ઉપર અતિશય ચીડવાનો હતો અને કયે રસ્તે ફસાવવો તે લાગ સોધતો હતો. તે ઇજનેર એ હતોકેતે જાતે લબાર હતો. તે ઇજનેર ચંદ્રરાયના દુશમન પાડોશીઓને મળી ગયેહતો અને ચંદ્રરાયને ગમેતે રીતે ફસાવવો તે વિચાર ધારતો હતો. અને તે ઇજનેરને ચંદ્રરાયની સાંમેની પાર્ટી વાળાઓ ચંદ્રરાયને ગમેતે પ્રયત્ને ફસાવવા સારૂ ઘણીજ બલામણ કરતા હતા. આ ઇજનેરને જેવું જોઇતું હતુ તેવું વગર મેહેનતે મળી આવ્યું તેથી તે પોતાના હૃદયમાં ઘણોજ ખુશી થતો, ખર્ચસારૂં પૈસા આપવાને ચંદ્રરાયની સાંમેની પાર્ટિ વાલાઓ બંધાયા હતા. તેથી આ ઇજનેરને ચંદ્રરાયને ફસાવવાના કામ માટે વધારે મુશીબત નહિ પડે તેમ સારી રીતે લાગતું હતુ. તેથી આ ઇજનેર દરરેજ ચંદ્રરાયની સાંમેની પાર્ટીવાલાઓને ત્યાં જતો અને ચંદ્રરાયને શી યુકિતથી ફસાવવો તે વિચાર ધારતો હતો. અને તેઓનો મત મેળવતો હતો.

એક દીવસ એવો બનાવ બન્યોકે મી. જુનો ઇજનેર ચંદ્રરાયની સાંમેની પાર્ટીવાલા મી. ફંદીને ત્યા આવ્યો, તે વખતે ફંદીના આશરે પચાશ માણુસ એકઠા મળ્યા હતા. તે વખતે મી. જુનો ઇજનેર બોલ્યો.

મી. ફંદી હવે આપનો ફંદ બતાવો કે, ચંદ્રરાય તુરત ફસાઇ જાય અને વચમાંથી કાટલું નીકળી જાય. ફંદી બોલ્યો

અરે જાવ મારા સાહેબ ઇજનેર થઇને પણ કાંઈ શીખ્યાનહિ તમને શું ફંદ આવડે ઇજનેર થયાછો પણ કયાં અક્કલ પોહાંચે છે. એ ચંદ્રાઆને ફસાવવો તેમાં શું ભારી કામ છે. સાંભળો, કાંઇ અક્કલનો ઉપયેગ કરો. ? જાઓ તમે આજ રાત્રે મીલમાં જજો અને મજુરના કપડાં પેહેરજો અને એનજીનની અંદરની સ્પ્રીંગ સાણસીથી અગર હથોડાથી ભાગી નાંખજો અને છુપીરીતે અંદરથી બાહારનીકળી પડજો એટલે પછી જુઓ બીજે દીવસે તેની શું બહાર ઉડે છે તે તમે જોજો, પણ કામ કરવાની હીંમત ચાલે છે? હીમત ચાલતી હોય તો કરો નહિતો મને જુવાબ આપો ? જુનો ઇજનેર બોલ્યો.

"ફકતે ખરો પરંતુ મીલના ઝાંપે એક ખોધા જેવો ભૈયો બેસે છે તે ઘણો બુરો છે, તેનેને મ્હારે સેહેજ અદા છે, મેં તેના એ કુભિઆમાં એક વખત દંડ કર્યા હતા તેથી તે મારા ઉપર ઘણોજ રીસે બળે છે માટે ઝાંપેથી જવાનેતો કોઈ કાળે નહિંજ બને. તેમજો જવાનું હોતતો, કામતો હું એક તડાકાની સાથે કરૂં. આ કામ કરવું એ કાંઇ મુશકીલ નથી, પણ વાંધો માત્ર આ એક ભૈયાનોછે બાકી બીજી અડચણ કાંઇ નથી. મી. ફંદી બોલ્યો.

"ભૈયો કાંઇ પૈસાથી લલચાય તેવો છે.?" જુનો ઇજનેર બોલ્યો.

"ના તેના મ્હો આગળતો વાત પણ સરખી ન થાય." મી, ફંદી બોલ્યો.

"ત્યારે ઇજનેર થઇને જરા અક્કલ પોહોંચે છે? ઝાંપાના બાપનું ક્યાં દેવું કર્યું છે, કોટ કુદીને અંદર જાઓનેબીક લાગતી હોયતો માહારા અઠુલાલને લઇ જાવ તે તમને સારી મદદ કરશે. તે ઘણો હિમત વાન છે, તકરાર કદાચ થશે અને તે તમારી સાથે હશેતો ઘણો કામમાં લાગશે. જો એકલા જવાની હીમ્મત હોયતો એકલા જાવ, એકલા જશોતો કોઇ જાણશે નહિ અને ફાવી જઇશું, પછી તમારી મરજી." ઇજનેર બોલ્યો.

"મી. ફંદી. તમારા માણસને મારી સાથે મોકલો, એકથી ભલા બે, અઠુલાલ હીમ્મત વાનછે એટલે બસ છે. તે બાહાર રહી તપાસ રાખશે અને હું અંદર જઈ સઘળું કૃત્ય કરી આવીશ. અને કદાચ ફસામણમાં વાત આવી જશેતો અઠુલાલ મદદ કરી મને છોડાવશે અને તે મારો બચાવ કરશે. માટે અઠુલાલ મારી સાથે ખુશીથી આવે, તે આવશે તો મને હૃદયમાં કેટલીક હીમ્મત રહેશે અને ઠીક થઇ પડશે. માટે ચાલો હવે રાતના દશ વાગી ગયા છે, બે કલાક રહી અમો તે તરફ જઇશું તો મધુરી રાત્રે ફાવી જઇશું. પણ મજુરનાં કપડાં અત્યારે રાત્રે ક્યાંથી લાવવાં ?" મી. ફંદી બોલ્યા.

" આ ખીંટીએ મારા ચાકરના કપડાં ભરાવેલાંછે તે પેહેરી લ્યો, તે મજુરનાં જેવાંજ છે, એ પેહેરશો એટલે તમને સઘળા મજુરજ ધારશે, માટે જલદી પેહેરી લ્યો અને તાકીદથી તૈયાર થઇ જાવ."

આ પ્રમાણે મી. ફંદીએ ઇજનેરને કીધું એટલે ઇજનેરે ઉભો થઇ ખીંટીએથી બતાવેલા ચાકરના કપડાં પેહેરી લીધાં અને તે

બીડીએ પોતાના અંગના સઘળાં કપડાં બાળી દીધાં અને સજ્જ થઇ ગયો. પછી તેની સાથે અઠ્ઠાલાલ પણ તૈયાર થઇ ગયો. તે વખતે આશરે લગભગ બાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો, તેથી ઇજનેર અને અઠ્ઠાલાલ એક એક લાકડી લઇ ચંદ્રરાય જે મીલમાં નોકરી કરે છે તે મીલમાં જવા સારૂ નીકળ્યા.

બંને જણા ચાલતા ચાલતા. લગભગ એક વાગ્યાના સુમારે મીલ પાસે જઇ ઉભા રહ્યા, બાદ કોટડેથી કુદી ઇજનેર મીલમાં દાખલ થયો અને અઠ્ઠાલાલને બાહાર તપાસ સારૂ ઉભો રાખ્યો. ધીરે રહી મીલની અંદર જવા સારૂ કાચની બારીના કાચ ફોડવા લાગ્યો તેવામાં અંદરનો ચોકીઆટ બુમો પાડતો પાડતો એક મોટી હાંક મારી બોલ્યો—કોણછેએ કીયો કાચ ફોડે છે?

આ પ્રમાણે તે ચોકીઆટ બોલ્યો એટલે ઇજનેરતો તે બારી પાસે છાનો માનો લપાઇ ઉભો રહ્યો, એટલે ચોકીઆટ તેની પાસે આવ્યો તેથી ઇજનેર થર થર ધ્રુજવા લાગ્યો. ચોકીઆટે ફાનસ તેના મોં સાંમુ ધર્યું અને ભૈયાને બુમ પાડવા માંડી એટલે ઇજનેરે તેના મોઢે હાથ દીધો અને પોતે કોણ છે તે તેને સમજાવ્યું. અને તેને ઓલખાંણ પાડી બસો રૂપિઆ આપવાની લાલચ આપી અને અંદર ધમાધમ થવા લાગી એટલે બાહારથી અઠ્ઠાલાલ સમજી ગયો કે પોગળ બધું ખુલ્લું થઇ ગયું છે, માટે જીવડા હવે કેમ કરવું? એમ વિચાર કરવા લાગ્યો પણ ઇજનેરે પગીને લાલચ આપી હતી તેથી ધમા ધમ થવી બંધ રહી ગઇ હતી. ઇજનેર નીચુ માથુ ઘાલી શરમાતો શરમાતો જે ઠેકાણેથી પોતે અંદર દાખલ થયો હતો તે જગોએ આવ્યો, ત્યાં અઠ્ઠાલાલ બેઠેલો હતો, તેથી જાળવીને કોટકુ કુદી બાહાર નીકળી પડયો. પછી ત્યાંથી આગળ ચાલવા માંડયું એટલે ઝાંપા પાસે ભૈયો બેઠેલો હતો, તેણે તેમને ટોક્યા. ભૈયો પોતાના મનમાં બરાબર સમજી ગયો હતો કે આ જુનો ઇજનેર છે. તેમ તેણે જાણ્યું હતું. પછી તેને એમ વિચાર આવ્યો કે આવો નઠારો વેશ લઇ શામાટે આટલી રાત્રે મીલપાસે આવ્યો હશે? તેમને આવો બાબરી જેવો વેશ લેવાનું શું કારણ હશે? વળી આ ગંઠીઓ તેની સાથે આવ્યો છે તે તેની સાથે અત્યારે રાત્રે શા માટે હશે? લુંટ કરવાતો નહિ આવ્યા હોય? મુઆ જાવાદેનો, આપણે તેનું શું કામ હતું, આપણે તો આપણા કંપાઉન્ડમાં હોયતોજ બંધ પણ બોલવાની જરૂર છે, પણ બાહાર છે તો મને શું દરકાર છે. એમ તેમ

કરે જ્યારે મંડળને નુકશાન પોહોંચે તેવું હોય ત્યારેજ મારે તેને કાંઇ પણ કહેવાનું છે, પણ રસ્તે ચાલ્યા જાય છે તો મારે તેમને રોકીને અહીં બેસાડવા તે ઠીક નહિં, માટે જવાદયો. એમ ધારી ભૈયાએ તેમને વીશેષ પડપુછ કરી નહિં અને તેમને જવા દીધા. તેઓ ત્યાંથી નીકળી મુઠીઓ વાળી ફંદીને ઘેર આવી ઉભા રહ્યા, અને હસમુખા ચેહેરે ઇજનેર બોલ્યો.

"મી. ફંદી તમારો ફંદ થોડો ઘણો પાર પડયો છે. પરંતું હું અંદર દાખલ થયો એટલે અંદરનો પગી એકદમ મારી પાસે આવ્યો અને મને પીછાંની ગયો તેથી મેં તેને બસો રૂપિઆ આપવાનું કબુલ કર્યું અને હું ત્યાંથી ચાલાકીથી નીકળી આવ્યો છું, પરંતુ જો તે જગોએ ભૈયો હોતતો મહા મુશીબત આવી પડતે પણ સારા નશીબે સારૂજ થયું કે પગી હતો, તે તેના હાથે આ સઘળું કામ પાર પાડશે, એમ મને ખાત્રી છે, પગીને બીજા પાંનસો રૂપિઆ આપીશું તો તે સઘળું કામ કરવા દેવાને મદદ કરશે, પગી ગરીબ માણસ છે એટલેને તેમ કરવા જરૂર કબુલ કરશે અને કામ ફતે થશે. માટે હવે તે તરફની ચિન્તા રાખશોજ નહિં. હું આવતી કાલે કે પરમ દીવસે તેને દીવસે મળીશ. અને સઘળો બંદોબસ્ત કરીશ. તે જાતે લાલચુ છે અને વળી બાળ બચર વાલોછે. અને ગરીબછે વળી તેને પગાર સાત રૂપિઆ મળેછે એટલે આપણને તે જરૂર મળી જશે અને બેડો પાર થશે, માટે ગભરાશો નહિં, એ પગીનેતો મારે ગમે તે ઉપાયે મેળવી લેવો, પણ હાલ તે કામસારૂ રૂપિઆ એક હજાર જોઇશે, તે આપો તો ઠીક પડે, નહિતો વાત મારી જાય અને કામ બગડે." ફંદી બોલ્યો.

"રૂપિઆની વળી તમને કોણે ના પાડી છે. રૂપિઆનો આ રસ્તા પણ કામ થાય તેમ લાગે છે? જો જો રૂપીઆ પાણી થશેતો પંચાયતી થઇ પડશે. રૂપિઆ પાણી થાયતો થાય પણ પાછું નામ બદનામ થાય અને વળી લોકોમાં એમ કહેવાઇ જાયકે મી. ફંદીએ ફંદ કરી ચંદરાયને ફસાવવા કાવતરૂં કર્યું હશે તેમ કહેવાઈ જાય, માટે જે કામ કરો તે જોઇ વિચરીને કરજો અને આગળ પગલાં ભરજો, નહિંતો ખારવાગી જશે, કોરટ કામ જશે અને વીખવાદ છે તેથી પણ વધી પડશે માટે ચાતુર્યતાથી કામ કરજો. ( અક્કાલાલને હાંકમારીને ) અક્કાલાલ લે કુંચીઓ તીજોરીમાંથી એક હજાર રૂપિઆ ઇજનેરને લાવીને આપ અને તેમની મદદમાં તું સામેલ રહે.

(ઇજનેર તરફ જોઇને) 'મી. ઇજનેર તમારી પાસે હું મારા અફુલાલને મુકું છું તે તમને પુરી મદદ કરશે તમારે કાંઇ કામ કાજ હોયતો અફુલાલને બતાવજો તે તુરત કરશે. માટે આ કામ કરવામાં તમે ઘણીજ કાળજી રાખજો, નહિં તો માહાબારે મુસીબત આવી પડશે." ઇજનેર બોલ્યો.

"(રૂપિઆ લઇને) અરે મને તમે કેવો સમજો છો? તમારા ફંદ કરતાં વળી મારા ફંદ હું રચીશ તે કોઇ જાણશે પણ નહિં અને કામ સીદ્ધ થઇ જશે."

આ પ્રમાણે વાત ચીત કરી બીજે દીવસે મીલના ચોકીઆટને મળવું ધારી, ઇજનેર પોતાને ઘેર ગયો અને મી ફંદી તથા અફુલાલ પોતાના કામમાં ગુંથાયા.

હવે ચંદ્રરાય આ મીલમાં ભોળાઇથી અને ભલાઇથી નેકહાનતે નોકરી બજાવે છે. શેઠને તેના વિના એક પળ પણ બીલકુલ ચાલતું નથી. શેઠ ચંદ્રરાયને એક કલાક મીલમાં મોડો આવેલો જોતા કે શેઠને તેને માટે જુદાજ વીચાર આવતા અને કદાચ કોઇ દીવસ મુદલ ન આવેલો જોતા તો ભૈયાને ખબર કાઢવા મોકલતા અને આખો દીવસ મુંઝાઇ મરતા ચંદ્રરાયને પોતાની સ્ત્રી મણીગવરી સાથે હદ ઉપરાંત પ્રીતી હતી. મણીગવરી પણ તેને પ્રભુ સમાનજ ગણતી હતી અને પતિ વ્રતા ધર્મથી ચાલતી હતી. મણી પૈસાદારની દીકરી હતી તોપણ ચંદ્રરાય નોકરી ઉપરથી આવતો કે તરતજ પોતે તેનું શરીર તેલ લઇ પોતાના હાથે ચોળતી અને તેને હરદમ પ્રફુલીત રાખતી. મણીગવરીનો અને ચંદ્રરાયનો હદથી જાડે પ્રેમ હતો. ચંદ્રરાયનું સેહેજ સાજ કોઇ વખત માથું દુઃખતું તો મણીગવરી આખો દીવસ ઉદાશચહેરે રહેતી અને જ્યારે ચંદ્રરાય સારૂ થયું છે એમ તે,કહેતો ત્યારેજ પોતાનું મન ખુશી થતું. ચંદ્રરાય અને મણીગવરી બંને ભલાં ભોળાં અને નિષ્કપટી હતાં, તેથી પ્રભુની તેમના ઉપર સારી મેહેરબાની રહેતી અને પ્રભુ તેમને હરરોજ ખુશીમાંજ રાખતા. કોઇ ઠેકાણે કાંઇ પુનર્લગ્ન થવાનાં હોયતો,તેમાંતેઓ બંને પોતાના ખાસી કામો બાજુ પર મુકી દઇ ભાગ લેવા જતાં અને પુનર્લગ્નમાં તેઓને બનતી મદદ કરતા. બંને જણા પરોપકારી અને ઘણાંજ ભલાં હતાં અને તેઓ અરસ પરસ એક એકના ઉપર અગાઢ પ્રેમ રાખતાં. અને તેમના દીવસો ખુશાલીમાં કાઢતા.

બીજે દીવસે જુનો ઇજનેર રૂપિઆ લેઇ પેલા મગીના કા-

ઠકીલ ચુપકી રીતે ગયો. અને તેને છુપી રીતે મળ્યો, અને તેના કરેલા બસો રૂપિઆ તેને આપ્યા અને આ વાત સઘળી તેણે તેને ફોડીને કહી દીધી, તેથી લાલચનો માર્યો પગી તે કામ કરવા દેવાને કબુલ થયો, એટલે ઇજનેરે તેને બીજા અઢીશો રૂપિઆ અગાઉ આપ્યા અને અઢીસો કામ થઇ ગયા પછી આપવાનો ઠરાવ કર્યો. અને રાત્રે કોટડું કુદીને આવવાનું પગીએ ઇજનેરને કહ્યું. તેથી ઇજનેર અને અઠ્ઠાલાલ ત્યાંથી એકદમ પાછા ફર્યા.

રાત્રીના બાર વાગ્યા એટલે ઠરાવ મુજબ જુનાં કપડાં પેહેરી ઇજનેર અને અઠ્ઠાલાલ આ મીલના કોટડા પાસે આવી ઉભા રહ્યા અને તે વખતે પગી પણ ત્યાં આવી ઉભો રહ્યો હતો, એટલે ઇજનેર અંદર દાખલ થયો અને અઠ્ઠાલાલ ચોકી કરવા સારૂ બાહાર ઉભો રહ્યો. પગીએ કાચની બારીઓ ભાગવામાં તેને પુરી મદદ કરી હતી. કાચની બારીઓ ભાગી પગીએ ઇજનેરને યુક્તિથી અંદર દાખલ કર્યો એટલે ઇજનેરે અંદર જઇ મુકરર કરેલું કામ તાકીદથી કરી લીધું અને તાબડતોબ બાહાર આવ્યો અને પગીને બાકી રહેલા અઢીસો રૂપિયા આપી તેજ જગેએથી બાહાર નીકળી પડયો અને અઠ્ઠાલાલને મળ્યો અને કામ ફત્તે ફત્તે કરી સામાસામી તાળીઓ લીધી. અને પાછળના રસ્તે થઇ ફંદીને ઘેર જવા સારૂ ઝાંપાની બીજી બાજુથી નીકળ્યો. એટલે પેલો પેરેદાર બેઠો તેઓને બીલકુલ મળ્યો નહિં. આ વખતે આશરે રાત્રીના બે વાગ્યા હતા તોપણ મી. ફંદીના ઘર આગળ આ બંને જણ આવી ઉભા રહ્યા અને ધીરેથી અઠ્ઠાલાલે હાંકો મારી એટલે મી. ફંદીએ ચાકર પાસે તેઓનો અવાજ સાંભળી બારણું ખોલાવ્યાં, એટલે મી. ઇજનેર અને મી. અઠ્ઠાલાલ તેમના મકાનમાં દાખલ થયા અને સામા સામી તાળીઓ લેવા માંડી. એટલે મી. ફંદી સમજી ગયો કે કામ ફત્તે કરીને આવ્યા છે. તોપણ તેમણે મી. ફંદીને કહી બતાવ્યું એટલે મી. ફંદી ઘણોજ ખુશી થયો. આ રાત્રે મી. ઇજનેર અને મી. અઠ્ઠાલાલ રાત વીતી જવાથી ત્યાંજ સુઇ રહ્યા હતા.

બીજે દીવસે મળસકામાં ચંદ્રરાય ઉઠી મીલમા નોકરી કરવા સારૂ ઘેરથી નીકળ્યો અને મીલમાં આવી ઉભો રહ્યો ને તેના તાબાના બે ચઠેકલાસ ઇજનેર પણ મીલમાં આવી ખડા થઇ ગયા હતા. તે અને ચંદ્રરાય ઇનજીન ચાલુ કરવા સાર હમેશના

રીવાજ પ્રમાણે ઇનજીન પાસે ગયા ને ચાલુ કરવા સારૂ ચંદ્રરાયે તે મને તે દીવસે ફરમાવ્યું એટલામાં શેઠ કાંઈ કારણસર તેમને બોલા વ્યા, તેથી શેઠ પાસે તે ગયા એટલે પેલા બે ઇજનેરે મીલ ચાલુ કરવા માંડી પરંતુ પેલો જુનો ઇજનેર પેલુ કૃત્ય ગઇ રાત્રે પગીની મદદથી કરી ગયો હતો તેથી બ્હોયલર ફાટયું તેથી તે બે ઇજનેરો મર્ણ પામ્યા. બાદ બચેલ માણસ ઈનજીન બંધ કરવા ગયો પણ ઇનજીન બીલકુલ બંધ થયુંજ નહિ. અને તે પણ મર્ણ પામ્યો આ બીના આખી મીલમાં ફેલાવવા લાગી, ચંદ્રરાય ગાભરો ગાભરો બની ગયો અને આંમથી તેમ ફરવા લાગ્યો, પણ તેનો કાંઇ ઇલાજ ચાલ્યો નહિં, છેવટે અડધા કલાકમાં પોલીસપાર્ટી આવી પોહોચી. બાદ તપાસ કરી ચંદ્રરાયને પોલીસોએ પકડયો, ચંદ્રરાય તેઓનો મોટો ઇજનેર હતો તેથી તેને પકડીને જેલમાં દોરી ગયા.

થોડીક વાર પછી મણીગવરીને સઘળી બીનાની ખબર પડી એટલે મણીગવરીનાતો હોશજ બિલકુલ ઉડી ગયા. તેથી પોતાના પિતાને ત્યાં ગઈ અને સઘળી વાતથી પોતાના પિતાને વાકેફ કર્યા. શી યુક્તિ રચી છોડાવવો અને તેનો શો બચાવ મેળવવો તે વીચાર ધારવા લાગ્યા પરંતું એકે વિચાર તેને જડી આવ્યો નહિં અને છેક ગાંડાની માફક બની ગઇ. ફોજદારે જુબાનીઓ વિગેરે લેઈ કેસ કમીટ કર્યો અને બીજે દીવસે કેસની મુદત પડી.

બીજે દીવસે કચેરીમાં ચંદ્રરાયને બંધવાના પાંજરામાં ઉભો કીધો સાંમી બાજુથી મી. ફંદી તથા જુનો ઇજનેર અને અફુલાલ વિગેરે બીજા કેટલાક માણસો સરકારી વકીલને તેમજ પોલીસના માણસોને ચંદ્રરાયની વીરૂદ્ધ સારી મદદ કરતાહતા ચંદ્રરાયની તરફથી ફકત તેમના શેઠ હતા અને તેમના સાસરાના બે ત્રણ નોકરો હતા. તે સિવાય બીજુ કોઇ કોરટમાં આવતું નહોતું મણીગવરી છુપી તપાસ માટે મરદના વેશે માથે મોટો ફેંટો બાંધી શરીર ઉપર એક મોટો બુરખો નાંખી કેસ ચાલતી વખતે દરરોજ કોરટમાં આવતી, અને કેસની તમામ હકીકત સાંભળતી અને શા પોઇન્ટે છોડાવવા તે વિષે વિચાર કરદમ કરતી.

ચંદ્રરાયને બંધવા તરીકે ઉભો કર્યા પછી ચંદ્રરાયની વીરૂદ્ધના પોલીસ શીખ્યે પાંચ સાક્ષીઓ લીધા, બાદ ચંદ્રરાય ઉપર તહોમત બરાબર સાબીત થયું તેથી ચંદ્રરાયને સજા કરવી એવો નીશ્ચય

થઈ ગયો હતો પણ તે વખતે મી. ફંદી અને અહાલાલ સરકારી વકીલની જોડે બેઠેલા હતા તેથી મણીગવરી કોરટ વચ્ચે ઉભી થઈ અને જાણે અજાણી હોય નહિં તે માફક થઇ સાહેબને કહેવા લાગી.

"હજુર મારા બે સ્વાલ છે તો જો કદાચ આપ મંજુર રાખો તો અમારી તરફથી તે ધ્યાનમાં લઇ આપ નીરાકરણ કરશો કે ન્યાય બરાબર મળે અને સર્વના મન સંતોષ થાય ને આપને પણ ખાત્રી થાય અને તોમતદારને મંન જરા ધીરજ રહે."

સાહેબ બોલ્યા.

"કહો તમારા શું સ્વાલ છે? જે હોય તે ખુશીથી કહો." મણીગવરી બોલી.

"જી કહું, આ સરકારી વકીલની સાથે ખુરશી ઉપર કોણ સખસો બેઠા છે તેની આપ ધ્યાન દઇ ખાત્રી કરો અને તેમને સોગન આપી પુછો કે તમને આજથી એક અઠવાડીયાની અંદર પેલા જુના ઇજનેર મળ્યા હતા? અને તેમની સાથે આ તોહોમતદાર તરીકે જે ઉભા છે તે ઇજનેરની વીરૂધની કાંઈ પણ વાત થઇ હતી? જો થઇ હોય ને કદાચ ન થઈ હોય તોપણ આજ તમને કોર્ટમાં અત્યાર સુધીમાં તે જુના ઇજનેર મળ્યા હતા? અને મળ્યા હતા તો આ નવા ઇજનેર વિરૂદ્ધ તમારે તેની સાથે વાત થઈ હતી? અને નહોતા મળ્યા, એમ કહો તો પરમેશ્વરને હાજર જાણીને કહો છો? આ પ્રમાણે આપ તેમને સ્વાલ પુછી જુઓ અને તે બાબતનું આપ નીરાકરણ કરો કે તોહોમતવાળાને બરાબર ન્યાય મળે. મારે આમાં કાંઇ લેવા દેવા નથી હું તો ન્યાયની ખાતર બોલુંછું."

પ્રીય વાચક વૃન્દ! આ પ્રમાણે મણીગવરી બોલી તેનું કારણ બીજુ કાંઇ નહિં પણ ફક્ત એજ હતું કે મણીગવરી ફંદીને અને અહાલાલને સારી રીતે જાણુતી હતી કે તેઓ ચંદ્રરાયની વીરૂદ્ધ પાર્ટીમાંના છે તેમ ખાસ જાણુતી હતી. વળી કોર્ટમાં પણ ચંદ્રરાયની વિરૂદ્ધ વર્તતા જોયા હતા તે ઉપરથી તેણુ આ પ્રમાણે સ્વાલ પુછાવ્યા હતા.

મણીગવરીએ જે પ્રમાણે પુછવા કહ્યું તેજ પ્રમાણે સાહેબે મી. ફંદીને તેમજ અહાલાલને સ્વાલ પુછ્યા. ત્યારે મી. ફંદીએ તેમને ચોખ્ખી નાજ પાડી દીધી કે હું તેમને બીલકુલ ઓળખતોજ નથી. આ પ્રમાણે જવાબ આપ્યો પરંતુ આ કેસ બન્યો તે [illegible] [illegible] ઉપર બેઠો હતો અને કેમ કોર્ટમાં આવ્યો

હતો, તેથી ભૈયાએ પેલા જુના ઇજનેરને કોરટના કંપાઉન્ડમાં ફરતો દેખ્યો. હતો અને નવા ઇજનેર ઉપર કેસ ચાલતો હતો અને વળી પાછો તે દીવસે જુનો ઇજનેર વાઘરી જેવાં કપડાં પેહેરી રાત્રીના એક વાગે આવ્યો હતો, તેથી તેના અંતઃકરણને આ બાબતનો પુરો શક પડયો હતો. કારણ અઠુલાલ અને ફંદી સરકારી વકીલ પાસે બેઠા હતા તેને ભૈયો સારી રીતે પીછાંનતો હતો કે આ પક્કો ગઠીઓછે અને વકીલની પાસે સલાહ આપવા બેઠો છે. તેથી તેને બરાબર શક પડયો હતો તેથી ભૈયો સિપાઇને કહી રજા મેળવી કોરટમાં દાખલ થયો અને સાહેબને ઉપર પ્રમાણે બીના કહી એટલે તે બીના સાહેબની ધ્યાનમાં બરાબર ઠશી ગઇ તેથી બાહારથી જુના ઇજનેરને અંદર બોલાવ્યો. પછી ભૈયો અંદરથી કોરટની બાહાર ચાલ્યો ગયો બાદ થોડીકવારમાં જુનો ઇજનેર એકદમ કોરટમાં દાખલ થયો એટલે સાહેબે તેને નીચે પ્રમાણે સ્વાલ પુછ્યા.

"તમે કોઇ દીવસ વાઘરી જેવાં કપડાં પેહેરી હાલ જે નૌકરીએ ચંદ્રરાય છે તે મીલ તરફ નોકરીથી તમને રજા મળ્યા પછી ગયા હતા?" જુનો ઇજનેર બોલ્યો.

"(જુઠું બોલવા હિમ્મત ન ચાલવાથી બોલ્યો ) જી મ... ગ...ગ...ગયો હતો."

આ પ્રમાણે જવાબ આપી જુનો ઇજનેર કોરટના ઝાંપાની બાહાર આવ્યો એટલે પેલો ભૈયો વિચાર કરી કાંઇક બે બોલ કહેવા રહી ગયા હતા તેથી અંદર આવ્યો અને સલામ કરી બોલ્યો.

"જી એક બે બોલ કહેવા રહી ગયા છે જો આપની રજા હોય તો કહું." સાહેબ બોલ્યા.

"કહો શું કહેવાનું છે સુખેથી કહો." ભૈયો બોલ્યો.

"હજુર જે દીવશે તે મીલ પાસે વાઘરી જેવાં કપડાં પેહેરીને આવ્યા હતા ત્યારે મીલની એક બારીના બે કાચ ફુટેલા હતા. તે પેહેલે દહાડે મેં તપાસી જોયું હતું તે વખતે: તે બારીને કાંઇ પણ નુકશાન મેં જોયું નહોતું. પરંતુ બીજે દીવસે સવારમાં જોયું તો કાચ બે ફુટેલા દીઠા, છતાંપણ તે દીવશે મને ઇજનેર સાહેબ ઉપર જરાપણ વ્હેમ આવ્યો નહોતો. પરંતુ આજ આ પ્રમાણે કેસ થયોછે અને ઇજનેર સાહેબ અહીં આવ્યા છે અને ચંદ્રરાય નોકરી રહ્યા તેથી તે તેમના ઉપર અત્યંત રીસે બળેલા છે તેથી મને તેમના ઉપર આજે પુર્ણ વ્હેમ આવે છે. વળી ત્યાર બાદ

થોડા દીવસ થયા પછી તેજ બારીના તમામ કાચ ભાગેલા મેં પરમ દીવશે જોયા અને પરમ દીવસે સવારમાં આ પ્રમાણે મેં બનાવ જોયો તેથી મનેતો ખાસ જુના ઇજનેર ઉપર ઘણોજ વ્હેમ આવે છે. વળી અમારી મીલમાં તે રાત્રે વીહો પગી ચોકી ઉપર હતો તે હાલ થોડા રોજથી ઘણો ભભકો મારે છે. તેને પગાર સાત રૂપિયા મળે છે વળી તેને બે છોકરાં છે વળી બઇરી છે અને પોતે છે, તો હું ધારૂંછુંકે તેને સાત રૂપિયામાં આટલા માણુસોમાં શું બચતું હશે અને આ સેલ સપાટા શી રીતે મારતો હશે તે વિષે આજે મને ભારેવિચાર આવ્યો છે માટે આપ સઘળી તપાસ બારીકીથી કરશો તો કાંઇ ખરી વાત હાથ ઝલાઇ આવશે. નહિંતો નાહક આપને મેહેનત પડે છે અને ખરો બનાવ કર્યોછે તે હાથ આવતો નથી. માટે અંન દાતાર આટલી તજવીજ કરશો ! કે ખરી વાત જણાઇ આવે.

આ પ્રમાણે બૈયાએ સાહેબને કહ્યું એટલે સાહેબ ગુનાવાળી જગોએ જવા સારૂ તૈયાર થયા એટલે ફંદીને અફુલાલને અને ઇજનેરને ઘણી ચટપટી થવા લાગી, એટલામાં સાહેબ વીહાને ઘેર તપાસ કરવાને સારૂ એકદમ ઉઠયા અને પોતાની ગાડીમાં બેશીને મીલ તરફ જવા લાગ્યા, ફોજદાર વિગેરે પણ પોતાની ગાડીમાં બેશી તે તરફ જવા લાગ્યા, ગાડીઓ મીલ સુધી આવી પોહોંચી એટલે સઘળા મીલમાં દાખલ થયા અને સાહેબે ફુટેલા કાચની બહારી જોઇ અને ત્યારબાદ વીહાને ઘેર ગયા અને તેનાઘરની સઘળી તજવીજ કહાવી પોલીસ વાળાઓએ જપતી કરી તો વીહાના ઘરમાંથી પોણાસાતસો રૂપીઆ મલી આવ્યા. તે ઉપરથી સિપાઇ પાસે વીહાને સાથે લેવડાવ્યો અને સાહેબ સઘળું કામ ફોજદાને સોંપી વીદાય થયા. નીકળેલા રૂપિયા પણ સાથે લેવડાવ્યા અને શું બીનાછે તે ફોજદાર સાહેબે તેને બનાવી કઢાવી અને તે બીના નીકળતાં જુના ઇજનેરનું નામ અને તેની સાથે શ્યામ મુખવાળો એક સખસ હતો તેવી રીતે નીકળ્યુ અને જુનો ઇજનેર વાઘરી જેવાં કપડાં પેહેરી આવ્યો હતો તેવી વાત પણ મળી આવી. તે ઉપરથી ઇજનેરને ફોજદાર સાહેબે પોતાની પાસે બોલાવ્યો અને આટલી વાત નીકળી હતી તે ઉપરથી બીજી વાત ઇજનેર પાસેથી કઢાવી. પરંતુ રૂપિઆ કયાંથી આવ્યા ને કોણે આપ્યા તે વાત ફક્ત બાકી રહી ગઇ હતી, તેથી તે વાત પણ હુંશીઆરીથી ઇજનેર પાસેથી કઢાવી અને છેવટમાં એમ નીક-

બનું કે આ રૂપિઆ ખર્ચનાર મી. ફંદી છે, તેવું માલુમ પડતું હતું તેથી મી. ફંદીને ફોજદાર સાહેબે બોલાવ્યો, એટલે મી. ફંદી હાથમાં બેગ લઇ માથે પાઘડી મુકી સિપાઇ સાથે ફોજદાર પાસે આવ્યો અને સમજી ગયો કે, ગળે આંસડી આવવાની વખત આવી છે,તેમ ધારી તેમણે એક ફંદ આગળથીજ ચેતીને રચી મુકયો હતો તે યાદ આવ્યો ને ધાર્યું કે રૂપિઆ ઇજનેરના નામે લખેલા છે તેથી હવે આપણને હરકત નથી. એમ ધારી ફોજદાર સાહેબના સામો ખુરસીમાં આવી બેઠો એટલે તેને સિપાઇએ ઉભો રહેવા કીધું બાદ ફોજદાર બોલ્યા.

"કેમ મી. ફંદી તમે આ જુના ઇજનેર સાહેબને મદદ કરવામાં અને તેને રૂપિઆ આપી અપકૃત્ય કરાવવામાં સામેલ હતા કે?" ફંદી બોલ્યો.

"અરે નારે સાહેબ, એતો એક વખત તેમને પોતાના કામ સારૂ રૂપિઆ પોતાને નામે જોઇતા હતા તે મારે ત્યાંથી લઇ ગયા છે, બાકી હું કાંઈ જાણતો નથી કે તેણે શું કર્યું હશે. અરે સાહેબ અમે તે એવા કામમાં ભલા માણુસ ઉભા રહેતા હઇશું કે? અમે તો પોચા માણુસ અમારાથી તો એવા કામમાં ન ઉભા રહેવાય? અમે તો ભલા માણુસ કહેવાઇએ, આપ કયાં અમને જાણતા નથી કે હું ભુંડો છું કે ભલો માણુસ છું. આપ તો મારાથી પુર્ણ રીતે માહીતગાર છો. આપ કયાં અમારા અજાણ્યા છો બાઇસાબ, રૂપિઆ ફકીતા આપ્યા એ મારી ભારે ભુલ થઇ ગઇ છે, આવું જાણ્યું હોત તો હું એક પાઇ સારખી પણ ન આપત, પણ મને ભલા માણુસને શું ખબર." જુનો ઇજનેર ચીડવાઇને બોલ્યો.

"વાહ! કેમ ફરી જાઓ છો? તમે મને ચંદ્રરાયને ફસાવવા સારૂ રૂપિઆ એક હજાર નહોતા આપ્યા? અને તમારા નોકર અફાલાલને મારી સાથે તમે નહોતો મોકલ્યો? શું તદ્દન ફુરીજ પડો છો કે? જાવ જાવ, તમારો ભરોસો કોણ રાખશે, તમારો ઈતબાર કોઇ નહિં ગણે." વીકો પગી બોલ્યો.

"હા સાહેબ આ એમની જોડે ઠીંગણા ઉભા છે તે આ ઇજનેર સાહેબ ન ફસાય તેમાટે કોટડા પાસે ચોકી ભરતા હતા. સાહેબ એજ માણુસ છે. ફંદી બોલ્યો.

"સાહેબ તે હોયતો કોણ જાણે પણ આપણે તો કાંઇ જાણતા નથી ને આપણને કાંઈ ખબર પણ નથી."

અફલાલ વિચાર કરવા લાગ્યો.

"(સ્વગત) ઓય મારા બાપ, શેઠ તો ખરો નીકળ્યો, મારા ભોગ મેળવવા ઉભો થયો છે. મારે મરવાની વાત આવશે માટે લાવ શેઠ કામમાં હતા અને લેવાછે તેમાં શું છે." એમ ધારી બોલ્યો.

"શું શેઠ તમે મને નોકરી કરવાના બદલામાં આ ઇજનેર સાહેબ સાથે મદદે નહોતા મોકલતા? આંમ જુઠું કેમ બોલો છે? બીજાને નાહક ફસાવી મારો છો અને સાચુ તો મુદ્દલ બોલતા જ નથી."

ફંદી બોલ્યો

"જા જા, ગધેડા બીજાને માથે ગુનો શું નાંખવા તૈયાર થયો છે, તને ગરજ હશે અને તારે તેની સાથે ઓળખાણુ હશે તો ગયો હઇશ, તેમાં મને શું નાહક લેતો પડે છે? ગધેડા અત્યારે તો બોલ્યો તો ઠીક છે પણ ફરીથી બોલ્યો તો ચીરી નાંખીશ"

ફોજદાર બોલ્યા.

"મી. ફંદી હવે તમારા ફંદ જવા દયો અને ખરી વાત છે તે કબુલ કરો, કોરટમાં તો ઇજનેરને ઓળખવાની પણ ના કહેતા હતા અને હવે રૂપીઆધીર્યાનુંજ ફકત કબુલ કરો છો, માટે ફંદ બંદ જવા દયો? ચુપ તેને બીચારાને કેમ અડાવે છે ખરૂં કહેછે એ ટલે ખાર લાગે છે કામ કરનાર તમેજ લુચ્ચા છે માટે જાવ (સીપાઇ તરફ જોઇને) સીપાઇ આ ત્રણે જણાને બેડીઓ ઘાલો અને કાચી જેલમાં દોરી જાવ."

આ પ્રમાણે ફોજદાર સાહેબે કીધું એટલે સીપાઇએ વીહાને ઇજનેરને, અને મી. ફંદીને એ ત્રણે જણાને બેડીઓ ઘાલીને કાચી જેલ તરફ તેમને દોરી ગયો, અને કેસ કમીટ કર્યો.

ચંદ્રરાયના શેઠે આ પ્રમાણે બીના જોઇ એટલે ચંદ્રરાયને જામીન ઉપર છોડાવવા પ્રયત્ન કર્યો એટલે સાહેબે તેના પાંચ હજાર ના જામીન માગ્યા એટલે શેઠ પોતે તેના પાંચ હજારના જામીન થયા અને ચંદ્રરાયને છુટો કર્યો એટલે શેઠ ચંદ્રરાયને લઇ બગીમાં હવા ખાઈ ઘર તરફ રવાના થયા, અને આ ત્રણે જણનો કેસ બીજે દીવસે ચલાવવો એવો ઠરાવ કરી સાહેબ તે દીવસે પોતાના તરફ ગાડીમાં બેશી રવાના થયા બાદ પોલીશ લોકો મુકત સાંભળી કોરટ માંથી ચાલ્યા ગયા.

બીજે દીવસે વીહાને, ઇજનેરને, અને મી. ફંદીને, બાંધવા

તરીકે કોરટમાં સીપાઇઓ ઘસડી લાવ્યા. બાદ તેમનો કેસ ચલાવવો શરૂ કર્યો એટલે તોહોમતદારોને કેદીના પાંજરામાં ઉભા કર્યા. બાદ અફુલાલની જુબાની લેવી સાહેબે શરૂ કરી અને અફુલાલને સાક્ષી તરીકે સાક્ષીના પાંજરામાં ઉભો કીધો પછી નીચે પ્રમાણે સાહેબે સ્વાલ પુછયા.

"અફુલાલ તમારે અને આ ઇન્જનેરને કયારની મુલાકાત થએલી છે. અને તેમની સાથે શીરીતે સંબંધ બંધાયો છે ?" અફુલાલે જવાબ આપ્યો.

"જી તે મારા શેઠ મી. ફંદીને ત્યાં આવતા હતા, તે વખતે ચંદ્રરાયને ફસાવવા માટે વિચાર ધારતા હતા. હું તેમને ત્યાં નોકર હતો તેથી આ સઘળી બીના જાણુંછું, મારા શેઠે મને તેમની મદદે જવા કીધું એટલે હું તેમનો નોકર હતો તેથી લાચારીથી તેમની સાથે ગયો. ઇન્જનેર સાહેબે મારા શેઠના ચાકરના કપડાં પેહેરી લીધાં પછી અમે મીલ તરફ રાતના બાર વાગે ગયા, કોટકું કુદી ઇન્જનેર મીલની અંદર દાખલ થયો અને બારીના કાચ તેમણે ફોડવા માંડયા એટલામાં ત્યાં પગી આવી પોહોચ્યો, પગીએ તેમને પકડયા એટલે સારી રીતે તેમને. ઓળખ્યા એટલે ઇન્જનેરે તેને બસો રૂપિઆ લાંચ આપવા કીધું તેથી પગીએ લલચાઇ તેને બાહાર કાઢી મુકયો, હું પણ તેમની ચોકી સારૂ બાહાર ઉભો હતો. બાદ થોડા દીવસ પછી ઇન્જનેર તે પગી સાથે કાવતરાનું નક્કી કરી આવ્યો. અને તેને જે પેલા બસો રૂપિઆ આપવાના હતા તે આપ્યા અને કાવતરા માટે અઢીસો રૂપિઆ તેને અગાઉથી ઇન્જનેરે આપ્યા અને અઢીસો કાવતરૂં કર્યા પછી આપવાનો ઠરાવ હતો તેથી તે રૂપિઆ કર્યા પછી તરત આપ્યા હતા. તે રૂપિઆ ઇન્જનેરે મારા શેઠ પાસેથી તેમની સલાહ મેળવી લીધા હતા. વળી તેઓ ચંદ્રરાયના વિરૂદ્ધની વાત કરતા હતા તે સઘળું મારા જાણવામાં છે. રૂપિઆ આપ્યા પછી બીજે દીવસે કે તેજ દીવસે તે અને હું રાત્રે બાર વાગે તે મીલમાં ગયા હું મીલની બાહાર રહ્યો અને તે કોટકું કુદી અંદર દાખલ થયો પગીની સલાહથી તેણે બારીના તમામ કાચ ફોડી નાંખ્યા અને ઇન્જનેર મીલની અંદર દાખલ થયો. પછી જે કાવતરૂ તેમણે કરવાનું નક્કી ધાર્યું હતું તે કાવતર ઇનજીનમાં કરવાનું હતું તે પા કલાકમાં કરીને તુરત પાછો આવ્યો. પછી કોટ કુદીને બહાર નીકળી પડયો પછી અમે બંન્ને મીલની પાછળની

બાજુ થઇ ફરીને રાત્રે લગભગ બે વાગે અમારા શેઠ મી. ફંદીને ઘેર ગયા, પછી શેઠે ચાકર પાસે પોતાનું બારણું ખોલાવ્યું એટલે અમે બંન્ને જણા ઘરમાં દાખલ થયા પછી કામ નક્કી થઇ ગયું હતું તેથી તેઓ બંન્ને સાંમા સાંમી તાલીઓ લેવા મંડયા પછી તે દીવસે તો અમો શેઠના ઘરમાંજ સુઇ રહ્યા, અંન્ન દાતાર આ પ્રમાણે હું હકીકત જાણું છું હું કોઇ કામમાં નથી, હું તો નોકર હતો તેથી તેમની સાથે લાચારીથી જતો હતો. માટે અંન્નદાતાર મ્હારો ગુન્હો કાંઇ નથી." સાહેબ બોલ્યા.

"બહુ સારૂ તમે બાહાર બેસો."

આ પ્રમાણે અટ્ટાલાલે જુબાની આપી એટલે તેને બાહાર બેસાડયો અને પછી ભૈયાજીને બોલાવ્યો ને સાક્ષીના પાંજરામાં ઉભો કીધો. અને સાહેબે નીચે પ્રમાણે સ્વાલ પુછ્યો.

"ભૈયા તમે આ કેશમાં શું હકીકત જાણો છો." ભૈયાએ જવાબ દીધો.

"સાહેબ અટ્ટાલાલ અને અમારા જુના ઇજનેર સાહેબ આશરે આઠ દીવસ ઉપર મીલ પાસે રાત્રે બારવાગે આવ્યા હતા, તેમાં ઇજનેર સાહેબે વાઘરી જેવા લુગડાં પેહેરેલાં હતાં તેથી મેં તેમને ઝાંપા આગળ થઇ જતાં રોકયા હતા, પણઇજનેર સાહેબ હતા તેથી મેં તેમને ઓળખીનેજ જવા દીધા. મને તેઓના ઘેર ગયા પછી વ્હેમ પડયો હતો કે આ ઇજનેર આવા વાઘરીના જેવા કપડાં કેમ પેહેરીને આવ્યા હશે તેમ મને વીચાર થયો હતો. પછી પાંચ છ દીવસ ઉપર મીલ પાસે આવ્યા હતા પરંતુ તે માહારા જોવામાં આવ્યા નહોતા કારણ તેઓ ફરીને આવ્યા હતા અને ચોકીઆટની મદદથી કામ કર્યું હતું તેથી મને તે વાતની ખબર બીજે દીવસે પડી હતી. આ કામ બન્યું તે વખતે ચંદ્રરાય શેઠ પાસે હતા અને તેમને પોલીસ પકડી લઇ ગયા હતા. ચંદ્રરાય શેઠ પાસે જયારનો મીલમાં આવ્યો હતો ત્યારનો બેઠો હતો. પરંતુ કારખાનામાં બીલકુલ આવ્યા પછી દાખલ થયા નહોતા આ પ્રમાણે હું જાણું છું મને વધારે ખબર કાંઇ પણ નથી."

ભૈયાજી અને અટ્ટાલાલની જુબાની ઉપર પ્રમાણે સાહેબે સાંભળી એટલે તેકેસ કમીટ કરવાનો હુકમ કર્યો.

ઉપલી કોરટમાં કેસ આવ્યો એટલે ત્યાં પણ માજીસ્ટ્રેટને ત્યાં જેવી રીતે જુબાનીઓ લેવાઇ હતી, તેજ પ્રમાણે ઉપલી કોરટમાં પણ લીધી. પછી સાહેબે તોમતદારોને પુછયું એટલે તેઓએ

ગુનો ના કબુલ કર્યો, બાદ જુરરોના મત લીધા તેમાં જુરરોએ પોતાનો મત ગુનો સાબીત થયેલો છે. એમ કીધું તે ઉપરથી સાહેબે જુરરોના મતને મળતા થઇ જઇ કાયદા પ્રમાણે તેમને ઘટતી સજા કરી તુરત ચીમ્બરમાં દાખલ થયા. બાદ કેદીઓને સીપાઇઓ થોડીકવાર થયા પછી બેડીઓ પેહેરાવી બાંધી લેઇ ગયા. તેઓએ પોતાના પસ્તાવાના ખેદ કારક ઘણા ભાષણો કરવા માંડયાં અને ઘણાજ પસ્તાવા લાગ્યા પરંતુ નીરૂપાયે શું કરે, તેમનો કાંઇ છુટવાનો ઉપાય ચાલે તેવો નહોતો તેથી લાચારી સાથે બંદુકવાળા સીપાઇઓ સાથે ગરીબ ગાય જેવા થઇ જઇ બેડીઓ સહીત ચાલવા લાગ્યા.

ચંદ્રરાયને શેઠે ઘણા હેતથી છાતી સાથે દાબી લીધો અને તેને ઘણુંજ માન આપ્યું અને ત્યારથી ચંદ્રરાય પાછો તેજ મીલમાં ઘણાજ હર્ષથી નોકરી કરવા લાગ્યો. શેઠે તેનો પગાર દર મહીને એક હજાર કર્યો અને શેઠ તેના ઉપર અત્યંત ખુશી થયા બાદ શેઠ અને ચંદ્રરાય ત્યાંથી નીકળી ઘર આગળ આવ્યા.

ચંદ્રરાય ઘેર આવ્યો એટલે મણીગવરી બોલી.

"વ્હાલા આપનો કેસ ચાલતો હતો તે વખતે જે પુરૂષો અને માથે ફેંટા પહેરીને જે કોરટમાં સખસ બેઠો હતો અને સાહેબને ન્યાય માટે જે બે સવાલ કીધા હતા અને ત્યાંથી સર્વ કેશનું ચક્કર ફેરવ્યું હતું તે સખસ બીજો કોઇ નહિ પરંતુ આ આપની વ્હાલી અર્ધાંગ્નાંજ હતી, બીજું કોઈ ન હોતું, વ્હાલા હું ચુપકી રીતે કોરટમાં આવી હતી અને મને કોઇ ન પીછાંને તેને માટે આ પ્રમાણે વેશ પેહેરી અંદર સ્ત્રી નો સ્વાંગ કાયમ રાખી આવી હતી અને મ્હેં મનમાં તુરંગ બાંધી સાહેબને બે સવાલ પુછવાનું કહ્યું એટલે સર્વ વાત ખરી હતી તે નીકળી આવી અને આખરે આનંદ આનંદ થઇ સત્યનો પ્રકાશ થયો અને ખરો ન્યાય મળ્યો જેથી મારૂં હૃદય તેમજ સર્વેનાં હૃદય શાન્ત થયાં.

ચંદ્રરાય છુટીને આવવાથી અને નીરદોષ ઠરવાથી આખા શેહેરના માણસો તેમજ સઘળા સુધરેલા વર્ગના મનુષ્યો ઘણા આનંદમાનવા લાગ્યા અને ચંદ્રરાયને પાર્ટીઓ કરી સૌ પોત પોતાને ત્યાં સારૂ માન આપવા લાગ્યા. આ પ્રમાણે લગભગ ચંદ્રરાયને ત્યારબાદ એક મહીના સુધી સર્વે મિત્ર વર્ગોએ લાગ લાગટ પાર્ટીઓ આપી હતી અને ઘણું ભારે માન આપ્યું હતું. ચંદ્રરાય સાચો અને

રહ્યો હતો તેથી પ્રભુ તેનાપર આબાદ પ્રેમ રાખતા અને તેમનું જોડું સુખી રાખતા ચંદ્રરાય અને માણી ગવરીના જોડલા પ્રમાણે આખી પૃથ્વીમાં થોડાકજ જોડલાં મળી આવે તેમ લાગતું હતું કારણ ચંદ્રરાય અને મણી ગવરી પોત પોતાની ઈચ્છાથી વર્યાં હતાં તેથી તેમને હરદમ ઘણુંજ સારૂ બનતુ હતું, કોઇ દીવસ કલેશનું તો નામ મળેજ નહિં, તેમ તબીએત પણ બેમાંથી એકે જણની કોઇ દીવસ બગડતી એમ પણ બનતું નહોતું ચંદ્રરાય અને મણીગવરી પરોપકારી એટલે પારકાનું સુખ ઇચ્છનાર હતાં. તેઓ પારકાનાં દુઃખમાં ભાગ લેતાં અને જેઓ અણુસમજુ હતા તેમને હરદમ પોતાની માફક સુધરવા કહેતા અને સઘળાને સારી શીખામણ આપતા. અને કોઇ વખત અગત્યનું કામ હોય તો પોતાના ઘરના પૈસા કાઢી મીટીંગ ભરતા. ચંદ્રરાયના નીર્દોષ થયા પછી મણીગવરીને એક છોકરાનું સન્તાન થયું હતું. તે છોકરો ચંદ્રરાયની આબેહુબ કાન્તીનો હતો. તે છોકરો જેમ જેમ મોટો થવા લાગ્યો તેમ તેમ ઘણોજ ચાલાક થવા લાગ્યો. તે છોકરાનું નામ પરમોદરાય પાડયું હતું તે છોકરો દીવસે દીવસે મોટો થવા લાગ્યો તેમ તેમ મણીગવરીના તેમજ ચંદ્રરાયના હર્ષમાં વધારો થવા લાગ્યો. પરમોદરાય પાંચ વર્ષનો થયો ત્યારથી તેને ચંદ્રરાયે ગુજરાતી અને અંગ્રેજી સાથેજ જ્ઞાન કરાવવા સારૂ દર મહીને રૂપિઆ સાત આપવાના કરીને માસ્તર રાખ્યો હતો. ચંદ્રરાયે તેને ભણાવવા મારે બ્હોળો ખર્ચ ગણ્યો હતો, ખેર રહી પરમોદરાયને લગભગ દશ વર્ષમાં ગુજરાતી છ ચોપડીયોનો અભ્યાસ કરાવ્યો હતો. અને ઈંગ્રેજી ત્રણ ચોપડીઓનો અભ્યાસ કરાવ્યો હતો. બાદ તેની પરીક્ષા લેવડાવી સ્કુલમાં દાખલ કીધો. સર્વ માસ્તરોની અને હેડ માસ્તરની મેહેરબાની આ છોકરા ઉપર ઘણીજ સારી હતી. આ છોકરો ચંચળ હતો તેથી સર્વે હેડમાં પાસ થતો હતો. તેથી મહેતાજીએ તેમને ગુજરાતી છઠા ધોરણમાં અને અંગ્રેજી ત્રીજા ધોરણમાં દાખલ કર્યો હતો. આ છોકરો દર સાલ દર પરીક્ષામાં પસાર થતો અને તે પણ તેના બાપ જેવો ચતુર શાણો અને શાન્ત સ્વભાવનો નીવડયો હતો. તે પણ ઘણો દયાવાન હતો, ચંદ્રરાયને અને મણીગવરીને ઉમંગ ભેગો આ એક જાદે ઉમંગ થયો હતો તેથી તેઓનો હર્ષ હૃદયમાં સમાતો નહોતો અને હર્ષભેરને હર્ષભેર પોતાના દીવસો કાઢતા. સદાકાળ તેઓ પવિત્ર અને પ્રેમી હતાં તેથી પ્રભુનીદયા સારી રહેતી. તેથી તેઓ પોતાના દીવસો હરદમ આનંદભેરને આનંદભેર કાઢવા લાગ્યા.

પ્રિય વાંચક ગૃહસ્થો આ નોવેલનો સાર એ લેવાનો છે કે છોકરાં-ઓનાં હિતમાંબાપોએ સદાકાળ ચાહાવાં જોઇએ અને પોતાની છોકરીઓને સારૂ લાયક પાત્ર જોઇ વરાવવીજોઇએ,છોકરીને વરાવવામાં પૈસાની લાલચ કે કાંઇ પણ છોકરીની વિરૂદ્ધનું હિત ચાહાવું નહિં, પૈસાની લાલચ રાખી છોકરીને બુઢા વરને કદી કાળે દેવી નહિં અને તેનો પૈસો કોઇ કાળે ઉપજાવવો નહિં, અને તેવી ખોટી આશાઓ કદી કાળે રાખવી નહિં, બીજું છોકરીને ઉંચા કુળની ખાતર છોકરી ક-રતાં નાનો વર જોઇ કજોડું પણ કરવું નહીં, કારણ કુળને જોવાથી દીકરીનું હીત સચવાતું નથી. માટે કુળ, કળ, પૈસો, ટકો, કાંઇપ-ણ જોવું નહિં જોવું માત્ર એટલુંજ કે મુરતીયો ભણેલો, ગણેલો, કેળવણી પામેલો જોવો અને બન્નેનું જોડું સરખું હોય તોજ પર-ણાવવાં તે સિવાય પરણાવાં નહિં બીજું છોકરીને અને છોકરાને બચપણમાં એટલે તેર વરસ અગાઉ પરણાવવાં નહીં કારણ તેઓના અભ્યાસમાં ખાંમી આવે છે. વળી તેઓને બચપણમાં પરણાવાથી તેઓના જીવતરની આશા પુરી રહેતી નથી. પરંતુ તેર વર્ષ વીતી જાય અને તે પછી લગ્ન કરે તો ભણતર વિષે બીલકુલ હરકત આવે નહિં તેમ બાલ રંડાપો પણ આવે નહિં. માટે સર્વ બંધુઓએ અંતઃકરણમાં પુર્ણ વીચાર કરવો અને આ બતાવેલા શુભ કાર્યો પ્રમાણે વર્તવું કદાચ કોઇથી આગળ બચપણમાં લગન થઇ ગયાં હોય અને કદાચ દઇવ ઇચ્છાએ યુવાનબાળા રંડાવો પામી હોય તો તેવી બાળાઓનો આખો જન્મારો સુધારવાને બાળાની ઇચ્છા પ્રમાણે વર્તવું અને તેનાં પુનર્લગ્ન કરવા તેને ફરમાવવું અને તેનો આખો જન્મ સુધારવો કે જેથી કુચાલે ચાલતાં અટકે, સ્ત્રી હત્યા થતી બચે, તેમજ બાળ હ-ત્યા થતી બચે, આહાહાહા !!! કેવો ફાયદો છે. માટે ભાઇઓ અને બેહેનો આ શુગમ બતાવેલો રસ્તો હાથ ઝાલી બાળાઓ ઉપર પ્રી-તી રાખી હવે પછી શીખામણ આપ્યા પ્રમાણે વર્તવા પ્રયત્નયોજો અને પ્રભુ પ્રતે પ્રેમ રાખો, એજ મારી વીનંતી છે. સર્વ બંધુઓ તેમ કરશો તો હર્ષનો સઘળે ઠેકાણે આનંદ આનંદ છવાઇ રહેશે.



## અગાઉથી ગ્રાહકથઈ આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામ.

### અમદાવાદ.

૧૧ રા. આનંદરાવ બુલાખીદાસ.
૪ રા. મુનસી ફત્તેહખાં મહમદખાં.
૨ રા. કેશવલાલ પુરૂષોતમ.
૨ રા. મણીલાલ નારણ ભટ્ટ.
૨ રા. પોપટલાલ હિમતલાલ.
૧ રા. જીવણલાલ કેશવલાલ.
૧ રા ચીમનલાલ નાનાલાલ.
૧ રા. પરશોતમ તારાચંદ.
૧ ઠાકોર રામપ્રસાદ અંબાલાલ.
૧ રા. દેસાઇ હીરાલાલ અમૃતલાલ.
૧ રા. શીવપ્રસાદ મણીલાલ.
૧ રા. બેહેચરદાસ પ્રેમચંદ.
૧ રા. હરીદત્તરાવ બેચરલાલ.
૧ રા. મુલચંદ પ્રાંણજીવન.
૧ રા. ગોકલદાસ વ્રજભુખણદાસ.
૧ રા. પા. નાથાભાઈ જદુભાઇ.
૧ રા. ત્રીકમલાલ હરીલાલ.
૧ રા. રૂપરામ રાજારામ.
૧ રા. વૈદ્ય મણીશંકર રામશંકર.
૧ રા. પરી. અમૃતલાલ કૃશનલાલ.
૧ રા. માણેકલાલ દલપતરામ.
૧ રા. કેશવલાલ જીવણલાલ.
૧ રા. મનસુખ ગટાશા.
૧ રા. કાશીરામ કૃપાશંકર.
૧ રા. બાપાલાલ મોહનલાલ.
૧ રા. નાથાલાલ ચુનીલાલ.
૧ રા. ચીમનલાલ દલસુખરામ.
૧ રા. મેહેતા નાનાલાલ પુરશોતમ.
૧ રા. મોહનલાલ બેચર.
૧ રા. મી. જેઠાલાલ મુલચંદ.
૧ રા. પીદાહુસેન કમરઅલ્લી.
૧ રા. પીદાઅલ્લી અબદુલહુશેન.
૧ રા. ચુનીલાલ ગોપાલદાસ.
૧ રા. મગનલાલ લલુભાઇ દવે.
૧ રા. વાડીલાલ ઇશ્વરલાલ.
૧ રા. મગનલાલ ભીખાભાઇ.
૧ રા. બાલાભાઇ ડાહ્યાભાઇ.
૧ રા. ચુનીલાલ કશન ભગત.
૧ રા. ગોરધનદાસ નાથાભાઇ.
૧ રા. છગનલાલ પરભુદાસ
૧ શેઠ જાંહાંગીરજી કાવસજી મેહેતા.

૧ રા. છોટાલાલ ઉજમલાલ.
૧ શેઠ પીરભાઇ શાહપુરજી નગરશેઠ.
૧ મી. કે. એમ. ટી.
૧ રા. ડાહ્યાભાઇ કાળીદાસ.
૧ રા. મેહેતા કેશવલાલ મગનજી.
૧ રા. ચોકશી મોહનલાલ ડાહ્યાભાઇ.
૧ રા. દવે બળદેવ રૂપશંકર.
૧ રા. બાલાભાઇ મોતીલાલ.
૧ રા. ચંદુલાલ અચરતલાલ.
૧ રા. દવે ચીમનલાલ નારણદાસ.
૧ રા. જેશીંગભાઇ હરીલાલ.
૧ રા. ધીરજલાલ પીતાંબર દલાલ.
૧ મણીલાલ ઘેલાભાઇ સારી.
૧ ચીમનલાલ મગનલાલ ઘાંચી.
૧ શા. માણેકલાલ રણછોડ.

૨ મી. કે. એમ દુધવાળા

## ભીનાય.

૧ રા. સંપતરામ નાગરદાસ વ્યાસ.

## મુંબાઇ.

૧૦ રા. રા. શેઠ ભગવાનદાસ માધવદાસ.
૧ રા. ઇબરામજી પીરભાઇ.

## સુરત.

૧ રા. નરહરીશંકર ભગવાનજી જોશી.
૧ રા. હરીભાઇ દુર્લભરામ.
૧ રા. વિશ્વનાથ દેવશંકર.
૧ રા. રામશંકર વિષ્ણુરામ માસ્તર.
૧ રા. ઝીણાભાઇ ગોપાળજી ટોલ કલાર્ક.

## વડોદરા.

૨ રા. લવાર ફુલચંદ ત્રીકમદાસ.
૧ રા. ચુનીલાલ ગીરધર.
૧ ઇદમખાં રસુલખાં

## સાચેન.

૧ રા. મી. નાથાભાઇ હરગોવિંદદાસ.
૧ રા. દેસાઇ રૂગનાથજી નાગરજી.
૧ રા. દેશાઇ ખંડુભાઇ શંકરજી.
૧ રા. કાલાભાઇ દુલ્લભભાઇ.
૧ રા. ડાહ્યાભાઇ રણછોડ.
૧ રા. અલ્લીભાઇ સમસુદીન.